શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાળા ગ્રંથાંક ૩૦

प्राचीन गुर्जर भाषामां जैन साहित्य

# आत्मशिक्षा.

સંશોધક

શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ બુદ્ધિસાગરસૂરિજી.

પ્રગટ કર્તા,

ગુરૂણીજી મહારાજ પ્રધાનશ્રીજીની શિષ્યા સૌભાગ્ય
શ્રીજી તથા રતનશ્રીજી મહારાજની મેળવી
આપેલી મદદથી

અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ.

હ. લલ્લુભાઈ કરમચંદ દલાલ

મુંબઈ

આવૃત્તિ ૧ લી    પ્રત ૫૦૦

સંવત ૧૯૭૧    સને ૧૯૧૫

મૂલ્ય ૦-૨-૦.

# પ્રસ્તાવના.

આપણા ભારતવર્ષના મધ્ય સ્થાનરૂપ ગુર્જર ભૂમિના સુભાગ્યે હમણા થોડાક વર્ષો થયા સાહિત્ય પરિષદો દેખાવ દીધો છે અને તેના સદ્ભાવે કઇ કઇ સાહિત્ય ક્ષેત્રમાં ઓર ઓર પ્રકારનો ઉમેરો પણ થવા લાગ્યો છે તે એક આનંદની વાત છે અમારા જૈન સાહિત્યાભ્યાસી બંધુઓ જાણીને ખુશી થશે કે હવે આપણો પડઘો વિસ્તૃત પણે આપણી ગુર્જર સાહિત્ય પરિષદોમાં પડવા લાગ્યો છે અને આપણા જે મહાન્ મહાન્ પૂર્વાચાર્યોએ રાસા વિગેરે રચી જૈન સાહિત્યની જે અપૂર્વ સેવા બજાવી છે તેની આપણા જૈનેતર સાક્ષર વિદ્વાનોએ પણ ઘણીજ સારી રીતે કદર પીછાની છે એ જોઇ ક્યા જૈન બંધુઓને હર્ષના આંસુ આવ્યા સિવાય રહેશે!

પરમપૂજ્ય શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ બુદ્ધિસાગર સૂરિજી કે જેઓ સાહિત્યના ક્ષેત્રમાં પોતાની યથાશક્તિ સેવા બજાવે છે તેને માટે તેઓ સાહેબની જૈન કોમ ઋણી છે વડોદરાની ચોથી સાહિત્ય પરિષદ વખતે તેઓશ્રીને સાહિત્ય પરિષદમા રાજ્ય તરફથી જાતે પધારવાને આમંત્રણ કરવામા આવ્યુ હતું તેજ તેમના સાહિત્ય વિલાસની આપણને ઝાંખી કરાવે છે આ પુસ્તક પણ તેઓશ્રીના સાહિત્ય પ્રત્યેના પરિશ્રમનેજ આભારી છે અમારા દરેક વિદ્વાન્ મુનિરાજોને આ દિશામા પ્રયત્ન કરવાને અમો વિજ્ઞપ્તિ કરીએ છીએ

આ પુસ્તકની અંદર શ્રી વિજયસેન સૂરિકૃત આત્મશિક્ષાના અંગે બનાવેલ ૨૩૮ દુહા છે જે વાચતા વાચકના રોમાંચ ખડા થાય તેમ છે તેમજ તેમાથી સંસારના અનિત્ય સુખનું ઘણુંજ સ્ફુટ રીતે ભાન કરાવી આત્મરસમા નિમગ્ન કરાવે તેવા તે દોહરા છે વળી શ્રી મણિ

ચંદજી કૃત અધ્યાત્મ રસને આવાહન રૂપ ચોપાઇઓ વિગેરે છે તેમજ
શાસનના મહામહોપગારી શ્રીમદ્ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી કૃત પદો
વિગેરે છે જે અધ્યાત્મરસનુ લાલિત્ય ઘર્ણુજ પ્રાગટ્ય કરે છે તેમ
તેની અંદર ગ. રા. મણીલાલ નથ્થુભાઈ દોશી બી એ નો આત્મ
મગ (Spiritualism) વિષે લખેલો નિબંધ પણ દાખલ કરવામા
આવ્યો છે જે પુસ્તકના શણગાર રૂપ છે આ પ્રમાણે આ લઘુ પુસ્ત
કમા ઉપરની બીનાનો સંગ્રહ કરી તેમા સમાવેશ કરવામા આવ્યો છે

ગુરૂણીજી મહારાજ પરશનશ્રીજીના શિષ્યા સોભાગ્યશ્રીજી તથા
રતનશ્રીજીને શ્રીમદ્ વિજયસેન સૂરિકૃત દુહાઓ ઉપર અત્યંત પ્રેમ
હતો અને તે પુસ્તક રૂપે છપાયના જોવાની તેમની ઘણી અભિરૂચી
હતી તેથી તેમને મદદને માટે પ્રયાસ કરેલો જેના પરિણામે આ
પુસ્તક અસ્તિમા આવ્યુ છે અમો આશા રાખીએ છીએ કે અમારા
સુજ્ઞ વાચકો આ પુસ્તકને મનનપૂર્વક વાચી તેના સારને ગ્રહણ કરી
પોતાના આત્માનુ સાર્થક કરશે એવુ ઇચ્છીએ છીએ

લી. પ્રગટકર્ત્તા

# प्राचीन गुर्जरभाषामां जैन साहित्य.

## આત્મશિક્ષા

*દોહરા.

આપસ્વરૂપ વિચાર તું, જો હોએ હિઇડે સાન,
કરણી તેહવી કીજીએ, જિમ વાધે જગવાન ૨૮
વડપણ ધર્મ થાઈ નહીં, જોવન એલિ જાય,
વચવેગલ ધમમસ કરી, પછી ફરિ પસ્તાય ૨૯
જરા આવી યોવન ગયો, શિર પલિયા તે કેશ,
લલુતા તો છડી નહીં, ન કર્યો ધર્મ લવલેશ ૩૦
પચેદ્રિ જિહા પડવડા, રોગ જરા નાવત,
યોવન વિચલી આવે સદા, કરો ધર્મ માહાત ૩૧

---

* આત્મશિક્ષા નામક લઘુ ગજયના કર્તા શ્રી વિજયસેનસૂરિના વખતમા વિધમાન હતા લગભગ ત્રણુસો વર્ષ પૂર્વે જૈન કવિની ભાષા અને તેનો સાર વાચકોને સમજાય તે માટે તેનો ઉતારો કર વામા આવ્યો છે તેના કર્તા કોણ છે તે છેવટે શોધ્યુ છે અમદા વાદ ઝવેરીવાડો, નહેરીયા પોળના રહીશ શ્રાતા પાનાચંદભાઈ જે યોગ વર્ષ પર મૃત્યુ પામ્યા છે જેમની પાસેથી એક ટીપણું મળ્યુ હતું, તેમાથી માત્ર ઉતારો કરવામા આવ્યો છે

જે ટીપણુ મળ્યુ તેમા ૨૮ મી દોહરાથી લખાણુ હતું તેથી ૨૮ મી દોહરાથી પ્રગટ કર્યુ છે બુદ્ધિપ્રભા.

હુંતી હાય ન વાવર્યો, સંભવ ન કિયો સાથ,
આથ ગઈ ચીતીયો, પછે ઘસે નિજ હાથ ૩૨

ધન જોબન નર રૂપનો, ગર્વ કરે તે ગમાર,
કૃષ્ણ અવસદ્દ દ્વારિકા, જાતા ન લાગી વાર ૩૩

આઠ પહોર તું ધસમસી, ધન (કારણ) દેશાતર જાય,
સો ધન મેલ્યુ તાહરૂ, ઓરજ કોઈ ખાય ૩૪

આખતણે ફરૂકડે, ઉથલપાથલ થાય,
ઇશુ જાણી જીવ બાપડા, મ કરીશ મમતા માય ૩૫

માયા સુખ સંસારમા, તે સુખ સહી અસાર,
ધર્મ પસાઇ સુખ મળી, તે સુખ ન આવે પાર ૩૬

નયન ફરૂકે જિહા લગે, તિહા તાહરૂ સહુ હોય,
નયન ફરૂકત જબ રહી, તબ આથ ઓરજ હોય ૩૭

પાપ કીયા જીઉ તે બહુ, ધર્મ ન કીઓ લગાર,
નર્ક પડયો જમકર ચઢયો, પડયો તિહા કરે પોકાર ૩૮

કો દન વાહ્યો રાજીઓ, કો દન ભયો તું દેવ,
કો દિન રાક તું અવતર્યો, કરતો ઓરજ સેવ ૩૯

કો દિન કોડી પરવર્યો, કો દિન નહિ કો પાસ,
કો દિન ઘર ઘર એકલો, ભમ્યો સહી તું દાસ ૪૦

કો દિન સુખાસન પાલખી જલમચી ચકડોલ,
રથપાલા આગલ ચલે, નિત્ય નિત્ય કરત કલોલ ૪૧

કો દિન કૂર કપૂર તું, ભાવત નહીં લગાર,
કો દિન રોટી કારણે, ભમે તે ઘર ઘરબાર ૪૨

હીર ચીર અંગજ પહિરીયા, ચુઆ ચંદન બહુ લય,

સોતન જતન કરત ભયો, ખીણમાહી વિઘટાય ૪૩
સાતમી ગોખ તું શોભતો, કામની ભોગવિલાસ,
એક દિન ઓહિ આવિસિ, રહશોહિ વનવાસ ૪૪
રૂપી દેવકુમાર સમ, દેખત મોહે નરનાર,
સો નર ખીણ એકમા વળી, બલી જલી હોવે છાર ૪૫
જે વિના ઘડીય ન જાયંતી, સો વરસાસો જાય,
તે વલ્લભ વિસરી ગયો, ઓર સું ચીતવે છાર ૪૬
દેખત સબ જગ જાતુ હૈ, થિર ન રહેવે કોય
ઇસુ જાણી ભલુ કીજીએ, હીયે વિમાસી જોય ૪૭
સુરપતિ સવે સેવા કરે, રાય રાણા નરનાર
આયપ હોતી આત્મા, જાતા ન લાગે વાર ૪૮
દેખત ન અધા હુઆ, જે વીટયા મોહજાલ,
ભણ્યા ગણ્યા મૂરખ વની, નરનારી બાલગોપાળ ૪૯
રાત દિવસ નિજ પ્રિયા સુ, તું રમતો મનરંગ,
જે જોઇ તે પૂરતો, ઉલટ આણી અંગ ૫૦
સો રામા જીઉ તાહરી, ખિણમાહી વિઘટાય,
સ્વાર્થ પહોચત જબ રહ્યો, તબ ફેરી વેરી થાય ૫૧
સમુદ્રદ્વીપ આયર સવે, પામ્યા કેઇ પાર,
નારી હૃદય દોય આગલા, કો નવી પામ્યા પાર ૫૨
બ્રહ્મા નારાયણ ઇશ્વર, ઇંદ્ર ચંદ્ર નર કોડ,
લલના વચન હુવા લાલચી, રહ્યા તે બે કરજોડ ૫૩
નારી વદન સોહામણો, પણ વાઘણી અવતાર,
જે નર એહને વશ પડ્યા, તસ લુંટ્યા ઘરબાર ૫૪

હસ્ત મુખે દીસે ભલી, કરતે કારમો નેહ,
કનકલતા બાહિર જિસી, અભ્યતર પિતર તેહ ૫
નરદાસ કરિયો આપણો, પછે મૂકે ટાકર માર,
નારી મદન તલાવડી, બુડયો સયલ સસાર,
કાઢણ હારો કો નહીં, બુડાવુ બન વાર, ૫૬
વીસ વીસાના જે નરા, કોઇ નહી તસવક,
પણ નારી સગત તેહને, નિશ્ચે ચઢે કલક ૫૭
મુજ અને ચડ પ્રદ્યોતના, દાસીપતિ પામ્યા નામ,
અભયકુમાર બુદ્ધિ આગલો, તેહ ઠગ્યો અભિરામ ૫૮
નારી નહીંરે બાપડી, પણ એ વિષની વેલ,
જો સુખ વાચ્છે મુક્તિના, તો નારી સગત મેલ ૫૯
નારી જગમા તે ભલી, જિયો જાયા પુરૂષ રતન,
તે સતીને નિત્ય પાયે નમુ, જગમા તે ધન્ય ધન્ય ૬૦
પાપ ઘટ પૂરણ ભરી, તે લિયો શિર ભાર ૬૧
તે કિમ છૂટીશ જીવડા, ન કરી ધર્મ લગાર
તો ઇસુ જાણે કુડકપટ, બત્ર બલય છુ છાડ,
તે છાડીને જીવડા, જિન ધર્મસુ ચિત્ત માડ ૬૨
જેણે વચને પર દુખીયો, જેણે હોયે પ્રાણી ઘાત,
કલેશે પડે નીજ આતમા, તજયો ઉત્તમ તે વાત ૬૩
જીમતીમ પરસુખ દીજીએ, દુખ ન દીજે કોઈ,
દુખ દીજે દુખ પામીએ, સુખ દીજેજ સુખ હોય ૬૪
પરભાત નિદા જે કરે, ઓર કૂડા દીએ આલ, ૬૫

મર્મ પ્રકાશે પરતણા, એથી ભલો ચડાલ ૬૬
ષટ્માસીને પારણે, એકસીતુ લહે આહાર,
કરતો નિંદા નવ ટળે, તસ દુર્ગતિ અવતાર ૬૭
છાર ઉપર જીમ લીંપણુ, ત્યમ ક્રોધી તપ કીધ,
તસ જપ તપ સયમ સુધા, એકે કાજ ન સીધ ૬૮
પૂરવ કોડને આઉખે, પાલે ચારિત્ર સાર,
સુકૃત સર્વે તેહનુ, ક્ષિણમા હોવે છાર ૬૯
પર અવગુણ સર્ષવસમા, અવગુણ નિજ મેરૂ સમાન,
તો કા કરે નિંદા પારકી, મૂરખ આણી નીજ માન ૭૦
પરઅવગુણ જીમ દેખીએ, તીમ પરગુણ તું જોય,
પરગુણ લેતા જીવડા, અખઈ અજરામર હોય ૭૧
ક્રોધી નર અછે સદા, કહીય ન ઉતરે રીસ,
તે છોડી દૂર આતમા, રહીએ જોયણ પણવીસ ૭૨
ગુણ કીધા માને નહિ, અને અવગુણ માડી મૂલ,
તે નર સગત છાડીએ, પગપથ માથાશૂલ ૭૩
નિંદા કરે જે આપણી, તે જીવો જગમાય,
મલમૂત્ર ધોઇ પરતણા, પછે અધોગતિ જાય ૭૪
જે મલમૂત્ર ધોઈ સદા, ગુણવતના નિશદિશ,
તે દુર્જન જીવો ઘણું, જગમા ક્રોડ વરીસ ૭૫
સજન દુર્જન કિમ જાણીએ, જબ મુખ બોલે વાણુ,
સજ્જન મુખ અમૃત લવે, દુર્જન વિષની ખાણુ ૭૬
નરભવ ચિંતામણિ લહી, આવિ તું મમ હાર,
ધર્મ કરીને જીવડા, સફલ કરો અવતાર ૭૭

સકલ સામગ્રી તે લહી, જેણે તરીય સંસાર,
પ્રમાદવશ ભવ કાં ભમે, કરી નિજ હિયે વિચાર ૭૮
દિઓ ઉપદેશ લાગે નહીં, જો નવી ચેતે આપ;
આપ સ્વરૂપ વિચારતા, છુટી જે સબ પાપ ૭૯
જિમ આઉખા દિન ગણે, વરસ માસ ઘડી માન,
ચેતી સકે તો ચેતજો, જો હુઈ હિયડે સાન ૮૦
ધન કારણ હું જલફલી, તિમ ધર્મ કરે થઈ શૂર,
અનન્તભવના પાપ સવી, ખીણમા જાઈ દૂર ૮૧
જે રચના હિ ઉગતી, તે રચના નહીં સાંજ,
ઈસુ જાણીરે જીવડા, ચેતીને હીયડા માંય ૮૨
આસ્યા અંબર જેવડી, મરવુ પગલા હેડ,
ધર્મ વિના જસ દિન ગયા, તેણે દૈવ્યની કીધી વેડ ૮૩
રે જીવ સુણ બાપડા, તુ મ કરીશ ગર્વ ગમાર,
પરસરૂપ દેખી કરી, નિજ જિઉ સુવિચાર ૮૪
કર્મિ કો નવી છૂટિયા, ઈન્દ્ર ચન્દ્ર નરદેવ,
રાય રાણ મંડલીક વલી, અવર નર કુણ હેવ ૮૫
વરસ દિવસ ઘર ધરી, આદિનાથ ભગવંત,
કર્મ વસે દુઃખ તિણે લહ્યા, જે જગમા બલવંત ૮૬
પાસ જિણંદ પ્રતિમા રહી, ઉપસર્ગ કિયો સુરદ,
તે ઉપસર્ગ ટાલિયો, પદ્માવતી ધરણિંદ ૮૭
કાને ખીલા ઘાલીયા, ચરણે રાધી ખીર,
તેહુ નર કર્મે નડ્યા, ચોવીસમા શ્રીવીર ૮૮
મહિ માયા તપ કરી, પામ્યા સ્રી અવતાર,

સુરપતિ કોડી સેવા કરે, કર્મનો એહ પ્રકાર ૮૯
પુરૂષ સવે ચૂડામણિ, ભરત નરેસર રાય,
બાહુબલ હાર મનાવીયો, આજ લગે કહેવાય ૯૦
કીધા કર્મ ન છૂટીઇ, જેહનો વીસમો બધ,
બ્રહ્મદત્ત નર ચક્રવા, સોલ વરસ લગે અંધ ૯૧
આઠમો સુભૂમ ચક્રવી, જસ રૂદ્ધિ તણો નહીં પાર;
કર્મ વસે પરિવાર સુ, બુડો સમુદ્ર મઝાર ૯૨
પાચે પાડવ અતુલ બલી, તેહુ પામ્યા વનવાસ,
ઇસા પુરૂષ જગમા વલી, દીન પેરે ફીરયા વનવાસ ૯૩
રામ લક્ષ્મણ જગમા વલી, જેહનુ જપે સવી નામ,
તે વનવાસી નર હવા, જે બહુ ગુણના ધામ ૯૪
રાવણ વિકટ રામે હણ્યો, કૃષ્ણે હણ્યો જરાસન્ધ,
જરાકુમારે હરિને હણ્યો, દેખ્યો કર્મનો એ બન્ધ ૯૫
નિજ પુત્રી તાતે વરી, તસ કુખે સુત હેવ,
કર્મ વસે જીવ ઉપનો, ત્રિપૃષ્ઠ વાસુદેવ ૯૬
ભમતા ભમતા અવતર્યો, દેવાનન્દા કુખ,
બ્યાસી રાત્રી તિહા રહી, કર્મે લહ્યુ વીર દુખ ૯૭
ઈન્દ્ર અહિલ્યા સુ જુઓ, લુબ્ધ હુઓ સુરદેવ,
ઈશ્વિર દેવ નચાવીયો, પારવતી પ્રીછે હેવ ૯૮
માસ ખમણને પારણે, કુલ વાલુઓ અણગાર,
ચિત્ત ચટયુ સગ નારીયે, ચુકત ન લાગી વાર ૯૯
પાચ શત રામા તજી, લીધો સયમ ભાર,
દશ દશ નુ દિપ્રેણ બુજવે નર કૌસ્યા દરબાર

બારે તાતણા સૂત્રના, વીટયો આર્દ્રકુમાર,
સુત મોહની વશ રહી, પછે લીયો સયમ ભાર ૧૦૧
પચસયા મુનિ નેમના, ઉર શ્રીપાશના ચ્યાર,
ભોગ કારણ સયમ તજી, માડ્યા તિણે ઘરબાર ૧૦૨
નવાણુ કોડી કચન, ઓર તજી આઠે બાલ,
તે દુકર નિત વદીઇ, શ્રી જબુ ત્રિણકાલ ૧૦૩
એક કન્યા કોડી કચન, તજી જેણે વલી દૂર,
તે વયરસ્વામી નિત્ય વદીઇ, નિત ઉગમતે સૂર ૧૦૪
નવાણુ પેટી સુરતણી, નિત નિત હોઇ નિર્મલ,
નર ભવસુર સુખ ભોગવી, તે સાલિભદ્ર સુકુમાલ ૧૦૫
રતન કબલને કારણે, શ્રેણિક આયો દરબાર,
ગોખથકી ખોલી લીયો, લીયો તે સયમ ભાર ૧૦૬
આઠ નારી જીણે તજી, તે ધન્નો ધન્ય ધન,
નારી હાસ સયમ લીયો, રાખ્યા ઠામ જેણે મન ૧૦૭
વટનદન દેવકી તણા, ભદિલપુર સુરસા નાર,
તસઘર તેઉ ઉચ્છર્યા, રૂપે દેવકુમાર ૧૦૮
બત્રીસ બત્રીસ પદમની, બતિસ બતિસ હેમ કોડ,
નેમસમી સયમ વરી, તે વદુ કરજોડ ૧૦૯
સહન પુરૂષ સુ સયમ લિયો, શ્રી નેમીસર હાથ,
તે થાવરચો વદીઇ, મહોચ્છવ કરી યદુનાથ ૧૧૦
બાર વરસ છઠ આબલે, કીધા શિવકુમાર,
શીલવ્રત સદા ધરી, એ પણ કરે કાર ૧૧૧
કોશા મન્દિર ચોમાસુ રહ્યા, ચોરાશી ચોવીસ,

તે થૂલભદ્ર મુનિ વંદીઇ, ભદ્રબાહુ ગુરૂ સીસ ૧૧૨
કપિલાસંગ નવી ચલ્યો, શેઠ સુદર્શન ચંગ,
શુલીથી સિંઘાસણુ થયુ, સુર કરે મન રંગ ૧૧૩
શિવ રમણીને કારણે, જેણે સુખ છંડયા દેહ,
તમ નામ હોય ચાર લીજીએ, ભવિજન સુણજો તેહ ૧૧૪
વરસ દિવસ કાઉસગ કિયો, બાહુબલી અણગાર,
માન ગજથી ઉતર્યો, તવ લહ્યા કેવલ સાર ૧૧૫
ગજ સુકુમાલ શિર સોમિલે, દેખી ધર્યો અંગાર,
સમતા પમાઈ તે વલી, પામ્યા ભવનો પાર ૧૧૬
મેતારજ શિર સોનિયે, વાધ વિંટયુ ધરી ખેદ,
નિજ મન ઠામે રાખીયો, કીયો સંસારનો છેહ ૧૧૭
સુકોશલ સુકુમાલ મુનિ, વલુરયુ વાઘણી અંગ,
બાપ નિજમી મા ભખી, શિવપુરી વરી મનરંગ ૧૧૮
પૂર્વભવ પ્રિયા શિયાલણી, તન ભખ્યો અવંતી સુકુમાલ,
નલિની ગુલ્મ વિમાનના, પામ્યા ભુવનાન કાલ ૧૧૯
પંચશત શિષ્ય ખંધક તણા, ઘાણી પીલ્યા સોય,
શિવનગરી શિવ પામીયા, એ સમતા ફલ જોય ૧૨૦
ચિલાતી પુત્ર નારી શિર, છેદીને કર લીધ,
ઉપશમ સંવર વિવેક, કરત કર્મ દૂર કીધ ૧૨૧
દિન પ્રતે સાત હત્યા કરી, અર્જુનમાલી નામ,
પરિસહ સહી ખીમા ધરી, પામ્યા શિવપુર ઠામ ૧૨૨
મુનિપતિ મુનિ કાઉસગ્ગ રહી, અગની દાધી દેહ,
પરિસહ સહી પદવી વરી, અમર વધુ ધરી સ્નેહ ૧૨૩

વસ ઉપર નાટક કરી, એલાપુત્ર કુમાર,
જાતિ સમરણ ઉપનું, જ્ઞાન અનત અપાર
કર્મ વસે આષાઢ મુનિ, ભરતનુ નાટક કીધ,
અનિત્યભાવના ભાવતા, તેણે તિહા કેવલ લીધ ૧૨
સુશિષ્ય પથક મુનિ, ગુરૂ પ્રમાદ કિયો દૂર,
શેત્રુજગિરિ અણુસણ કર્યો, તે વદુ ગુણ ભૂર ૧૨૫
ચડ રૂદ્ર ગુરૂ સ્કધ કરી, રજની કીયો વિહાર,
શિષ્યે કેવલ પામીઓ, તિમગુરૂ કેવલ ધાર ૧૨૬
ષટ્માસી આહારને પારણે, ઢઢણ નામ કુમાર,
મોદક ચૂરતા પામીઓ, કેવલ જ્ઞાન ઉદાર ૧૨૭
કુર ભખતા કેવલ લહ્યુ, કૂરગડુ અણગાર,
ખિમા ખડગ હાથે ધરી, મુનિમાહે શિણગાર ૧૨૮
ખટખડ રાજ હેલા તજી, અને લીધો સયમ ભાર,
ષટ્દસ રોગ ઇહા સહ્યા, શ્રી શ્રી સનત્ કુમાર ૧૨૯
પખી આણુજ રાખવા, કરી ખડોખડ નિજ દેહ,
મેઘરથ રાય તિણે ભવે, પ્રસન હુયા સુરદેવ ૧૩૦
વીર વદી ગુમાન સુ, દશાનભદ્ર નરસિહ,
સુરપતિ પાયે લગાડીયો, જગ રાખી જિણે લીહ ૧૩૧
પ્રસન્નચદ્ર કાઉસગ્ગ માહી, કોપી યુદ્ધ કરત,
કોપ સમ્યો કેવલ લહ્યો, મોટો એ ગુણવત ૧૩૨
અયમુત્તો સુકુમાલ મુનિ, વખાણ્યો વીર જિણદ,
ઇરિયાવહી પડિક્કમતા, કેવલ લહ્યુ આણદ ૧૩૩
વીર વચને જે થિર રહ્યો, શ્રેણિક સુત મેઘકુમાર, ૧૩૪

જાતિ સમરણ પામીઓ, કરી દો નયણા સાર ૧૩૫
હાથે વેકાણી ચદના, સુભદ્રા ચઢયુ કલક,
દમયતી નલ વિહુણી, લહો એ કર્મનો વક ૧૩૭
કલાવતી કર છેદીયા, દ્રુપદી કાઢયુ ચીર,
અગનધીજ સીતા ધર્યું, સીલગુણે ભયુ નીર ૧૩૭
ચદન ચરણ મૃગાવતી, નીજ ખમાવી અપરાધ,
કેવલ લહી ગુરૂણી દીયો, દો જીવ ટળ્યો વિષવાદ ૧૩૮
હરિચદરાય કર્મવસે, સીર ધર્યું ડુબઘર નીર,
કર્મવસે નર સવી નડ્યા, જે જગ બાવનવીર ૧૩૯
ગૌ બ્રાહ્મણ સ્ત્રી બાલક, દઢ પ્રહાર હત્યા કીધ,
ચ્યાર પહોર કાઉસગ્ગ રહી, ખટમાસી કેવલ કીધ ૧૪૦
કર્મ પ્રકાશિ આપણા, મન શુદ્ધ આણુ દપૂર,
સહગુરૂ વાસજ છે વલી, જિમ જાઈ પાપ સવિ દૂર ૧૪૧
બલવત અનતા જે નરા, કેઈ સુર સુભટ જુજાર,
કર્મ સુભટ જુઓ એકલે, સવી મનાવી હાર ૧૪૨
કર્મ સુભટ વિષમ વિકટ, જે વશ કીયો ન જાય
જે નર એહને વશ કરી, હુ પ્રણમુ તસ પાય ૧૪૩
ઈસુ જાણીને કીજીએ, જે આતમ સુખ થાય,
પર જીવ દુ ખ ના દીજીએ, ઇમ બોલે નિજરાય ૧૪૪
દાન શીયલ તપ ભાવના, ધર્મના ચાર એ મૂળ,
પર અવગુણ બોલત સહી, એ સહુ થાઈ ધૂળ ૧૪૫
દાન સુપાત્રે દીજીએ, તસ પુણ્ય નહીં પાર,
સુખ સપત લહિયે ઘણી, મણિ મોતિ ભડાર ૧૪૬

ધનો સારથપતિ જુઓ, ધૃત વિહરાવ્યુ મુનિ હાથ,
દાન પ્રભાવે જીવડો, પ્રથમ હવા આદિનાથ ૧૪૭
મુનિ દાન દિયો ધન સારથિ, આણુદ હર્ષ અપાર,
નેમનાથ જિનવર હવા, જાદવ કુળ શિણુગાર ૧૪૮
ઠલથી ઠેરા રોટલા, દીધુ મુનિવર દાન,
વાસુપૂજ્ય ભવ પાછલે, જિનપદ લહ્યો નિધાન ૧૪૯
મુનિ ભલો એક મારગી, વહરાવ્યો તસ આહાર,
સાથ મેલ્યો નિજ સારથી, તે વીર જગદાધાર ૧૫૦
સુલસા રેવતી રગસ્યુ દાન દીધા મહાવીર,
તીર્થંકર પદ પામસે, લહેસી તે ભવતીર ૧૫૧
દાને ભોગજ પામીએ, સિયલ હોઇ સોભાગ,
તપ કરી કર્મજ ટાલીએ, ભાવના શિવ સુખ માગ ૧૫૨
ભાવના ભવનાશની, જે આપે ભવપાર,
ભાવના વડી સસારમા, જસ ગુણુનો નહીં પાર ૧૫૩
અરિહત દેવ સુસાધુગુરૂ, કેવલી ભાખિત ધર્મ,
ઇસુ સમકિત આરાધતા છૂટી જે સવી કર્મ ૧૫૪
નવ પદ જાપજ કીજીએ, ચઉદ પૂરવનુ સાર,
એસો મત્ર ગુણીએ સદા, જે તારે નરનાર ૧૫૫
સકલ તીરથનો રાજીઓ, કીજે તેહની યાત્ર,
જસ દરિસણેં દુર્ગતિ ટલે, નિર્મલ થાએ ગાત્ર ૧૫૬
અષ્ટાપદ અર્બુદગિરિ, સમત શિખર ગિરનાર,
એ પચ તીર્થ પ્રણુમીએ, મન ધરિ હર્ષ અપાર ૧૫૭
ઋષભ શાન્તિ જગ નેમજી, પાસ અને વર્ધમાન,

એ પાચ તીર્થ પ્રણુમતા, નીત આપે જીઉ વાન ૧૫૮
ઉત્તમ નરનારી તણુા, નામ કહ્યા એ માય,
તે નામ નિરંતર લીજીએ, જિમ લહે આણુંદ થાય ૧૫૯
એ આતમ શિષ્યાભાવના, ગુણમણિ રયણ ભંડાર,
પાપ ટલે સવિ તેહના, જેહ ભણે નરનાર ૧૬૦
એ આતમ શિષ્યા ભાવના, જે સુણે હર્ષ અપાર,
નવનિધિ તસ ઘર સંપજે, પુત્ર કલત્ર પરિવાર ૧૬૧
એ સુણુતા સુખ ઉપજે, અંગ ટલે સવિ રીસ,
સમતા રસમા જીવડો, ઝીલે તે નિશ દીસ ૧૬૨
ઇણે ભવે પરભવે ભવભવે, જિન માગુ તુમપી હેવ,
મન વચન કાયા કરી, દ્યો તુજ ચરણુની સેવ ૧૬૩
એ ગુણી જિહા ભાવશું, તિહા રાન વેલાઉલ થાય,
આતમશિક્ષા નામથી, સુરનર લાગે પાય ૧૬૪
વીર શાસન દીપાવતો, શ્રી આનન્દવિમલ સુરીંદ,
પ્રમાદપંચ દુરે કર્યા, પ્રણુમુ તે આણુંદ ૧૬૫
તાસ શિષ્ય મુનિ સિર ધણી, શ્રી વિજયદાન સૂરીશ,
પ્રગટ મહિમા તસ જાગતો, પાય નમે નર ઇશ ૧૬૬
ઉપશમ રસનો કુપલો, તાસ પટોધર હીર,
સકલ સૂરિ શિરોમણિ, સાયર જિમ ગંભીર ૧૬૭
હીરવિજય ગુરૂ હીરલો, પ્રતિબોધ્યો અકબર ભૂપ,
રાય રાણા સેવા કરે, જેહનુ અકલ સ્વરૂપ ૧૬૮
મ્લેચ્છરાય જેણે વશ કર્યો, જગ વરતાવી અમાર,
વિમલાચલ મુગતો કિયો, શાસન શોભાકાર ૧૬૯

કુમારપાલ પ્રતિબોધિયો, શ્રી શ્રી હેમસૂરંદ,
તિમ અકબર ગુરૂ હીરજી, મન ધરી અતિ આણંદ ૧૭૦
ધ્યાન નિસી નિજ પદ દીયો, નિજ મન હર્ષ અપાર,
વિજયસેન સૂરિ નામથી, નિત નિત હોએ જયકાર ૧૭૧
કામકુંભ ચિંતામણી, ક પતરૂ અવતાર,
તસવિથીજેસિધજી, અધિક એ ભવિ વિચાર ૧૭૨
માયાજાલ મૂક પરિ, સુત્ત ચરિત્ર વિચાર,
ભવજલ તારણ પોત સમ, ધર્મ હયામા ધાર ૧૭૩
ધર્મ થકી નન સપજે, ધર્મે સુખિયા હોઈ,
ધર્મ ધન વાધે ઘણો, ધર્મ કરે જગ કોઇ ૧૭૪
ધર્મ કરે જે પ્રાણીયા, તે સુખિયા ભવમાહી,
જગમા સહુ જીજી કરે, આવી લાગે પાય ૧૭૫
ધર્મ ધર્મ સહુકો કરે, પણ ધર્મ ન જાણે કોય,
ધર્મ શબ્દ જગમા ખરો, વિરલા બુજે સોઇ ૧૭૬
આતમ સાખે ધર્મ જે, ત્યા જનનુ ક્યુ કામ,
જન મનરજન ધર્મનુ, મૂલ ન એક બદામ ૧૭૭
પોચેગા તબ કોહિગા, તબલગ કહ્યો ન જાય,
મન મેરો મશકરો, ભડકે ભાગી જાય ૧૭૮
માણસ હોણા મુશ્કિલ હે, તો સાધુ કિહાસે હોત,
સાધુ હુઆ તબ સિદ્ધ ભયા, કહેણી રહેણી કોઇ ૧૭૯
સાધુ ભયા તો કયા હુયા, ન ગયા મનકા દ્વેષ,
સમતા સુચિત લાયકર, અતર દષ્ટિ દેખ ૧૮૦
ચેતન તે પરચ્યો નહીં, કયા હુઆ આવૃત ધાર,

સાલ વિહુણા ખેતમે, વૃથા બનાઇ વાડ ૧૮૧
આત્મ અનુભવ વાસકિ, કોઇક નવલી રીત,
નાક ન પસરે વાસના, કાન ગ્રહે પરતીત ૧૮૨
જિનવાણી નિત્યે નમી, કીજે આતમ શુદ્ધ,
ચિદાનન્દ સુખ પામીઈ, મીટે અનાદિ અશુદ્ધ ૧૮૩
શુદ્ધાતમ દરસ વિના, કર્મ ન છટે કોઈ,
તે કારણ સુદ્ધાતમા, દર્શન કરો થિર હોઇ ૧૮૪
આત્મ અનુભવ તિરથે, મિટે મોહ અંધાર,
આપ રૂપમે ઝલહલે, નહિ તમ અંત અપાર ૧૮૫
તે આત્મા ત્રિવિધા કહ્યો, બાહિર અંતર નામ,
પરમાત્મ તિહા તીસરો, સો અનંતગુણ ધામ ૧૮૬
પુદ્ગલસે રાતા રહે, જાને એહ નિધાન,
તમ લાભે લોભ્યો રહે, બહિરાતમ અભિધાન ૧૮૭

## અથ અંતર આત્મલચ્છન

પુદ્ગલ ખલસગી પરે, સેવે અવસર દેખ,
તનુ આસક્ત જ્યુંલકડી, જ્ઞાનભેદ પદ લેખ ૧૮૮
બહિરાતમ તજ આતમા, અંતર આતમ, રૂપ,
પરમાતમને ધ્યાવતા, પ્રગટે સિદ્ધ સ્વરૂપ ૧૮૯
પુદ્ગલભાવ રૂચિ નહીં તાપે રહે ઉદાસ,
સો અંતર આતમ સહે, પરમાતમ પરકાસ ૧૯૦
સિદ્ધ સ્વરૂપી જો કહે, પણ કશું ન દેખુ રૂપ
અંતર દષ્ટિ વિચારતા, એતે સિદ્ધ અનુપ ૧૯૧

અનુભવ ગોચર વસ્તુકો, જાણે એહિ આલ્હાદ,
કેણુ સુણુણમે કિસુ નહી, પામે પરમ આલ્હાદ ૧૯૨
આત્મા પરમાત્મ હોઇ, અનુભવ રસ સંગતે,
દ્વૈતભાવ મલ નિસરે, ભગવતની ભકતે ૧૯૩
આતમસંગે વિલસતા, પ્રગટે વચનાતીત,
મહાનન્દ રસ મોકલો, સકલ ઉપાધિ રહિત ૧૯૪
સિદ્ધ સરૂપી આતમા, સમતારસ ભરપૂર,
અંતરદષ્ટિ વિચારતા, પ્રગટે આતમ રૂપ ૧૯૫
આપોઆપ વિચારતા, મન પામે વિસરામ,
રસસ્વાદ સુખ ઉપજે, અનુભવ તાકો નામ ૧૯૬
અનુભવ ચિંતામણિ રતન, અનુભવ હે રસ કૂપ,
અનુભવ મારગ મોક્ષકો, અનુભવ શુદ્ધ સ્વરૂપ ૧૯૭
ચિદાનંદ ચિન્મય સદા, અવિચલ ભાવ અનંત,
નિર્મલ જ્યોતિ નિરંજનો, નિરાલંબ ભગવંત ૧૯૮
કંત કમલપર પંકથી, નિસંગે નિર્લેપ,
જિહાં વિભાવ દુરભાવનો, નહિ લવલેશે લેપ ૧૯૯
જુ નવનીતથી જલબલે, તબ ઘૃત પ્રગટે ખાસ,
ત્યું અન્તર આતમથકી, પરમાતમ પરકાસ ૨૦૦
શુદ્ધાતમ ભાવે રહ્યો, પ્રગટ નિર્મલ જ્યોતિ,
તે ત્રિભુવન શિર મુગટમણિ, ગઈ પાપ સવિ છોત, ૨૦૧
નિજ સરૂપ રહતા થકા, પરમરૂપ કો ભાસ,
સહજ ભાવથી સપજે, ઉરતે વચન વિલાસ ૨૦૨
અન્તરદૃષ્ટિ દેખઈ, પુદ્ગલ ચેતન રૂપ,

પર પરિણુતિ હોઇ વેગલી, ન પડે તે ભવ કૂપ ૨૦૩
અંતરગત જાણ્યા વિના, જે પહિરે મુનિ વેસ,
શુદ્ધ ક્રિયા તસ નવિ હોઇ, ઇમ જાણી ધરો નેહ ૨૦૪
અંતરગતની વાતડી, નવિ જાણે મતિ અંધ,
કેવલ લિંગ ધારિતણો, ન કરો તે પ્રસંગ ૨૦૫
અંતર આત્મ સ્વભાવ છે, જે જાણે મુનિરાય,
કર્મમેલ દૂરે કરે, ઇમ જાણી મન માંહ્ય ૨૦૬
આત્મવસ્તુ સ્વભાવ છે, તે જાણે ઋષિરાય,
અધ્યાતમ વેદી કહે, ઇમ જાણી ચિત્તમાહિં ૨૦૭
આતમ ધ્યાને પૂર્ણતા, રમતા આત્મ સ્વભાવ,
અષ્ટકર્મ દૂરે કરે, પ્રગટે શુદ્ધ સ્વભાવ ૨૦૮
લાખ ક્રોડ વરસા લગે, કિરિયાએ કરી કર્મ,
જ્ઞાની શ્વાસોશ્વાસમા, ઇમ જાણો તે મર્મ ૨૦૯
અન્તર મેલ સવિ ઉપશમે, પ્રગટે શુદ્ધ સ્વભાવ,
અવ્યાબાધ સુખ ભોગવે, કરિ કર્મ અભાવ ૨૧૦
અક્ષય ઋદ્ધિ લેવા ભણી, અષ્ટકર્મ કરો દૂર,
અષ્ટકર્મના નાશથી, સુખ પામે ભરપૂર ૨૧૧
સદા સુખી સંતોષી જન, સદા શુદ્ધ રસ લીન,
ઇંદ્રાદિક જસ આગલે, દીસે દુખિયા દીન ૨૧૨
જે સુખ નહિ સુર રાયને, નહિ રાણા નહિ રાય,
જે આતમ સુખ અનુભવે, તે સમ સંતોષ પસાય ૨૧૩
સુર ગણ સુખ ત્રિહુ કાલના, અનંત ગુણુ તે કીધ,
અનંત વર્ગે વર્ગિત કયા, તો પણ સુખ સમિદ્ધ ૨૧૪

તે સુખની ઇચ્છા કરો, તો મૂકો પુદ્ગલ સંગ,
અલપ સુખને કારણે, દુખ ભોગવે પર સંગ  ૨૧૫

## અથ પરમાતમ લક્ષણ

ન્યારો આપ સ્વરૂપમ, ન્યારો પુદ્ગલ ખેલ,
સો પરમાતમ જાણીએ, નહિ જન ભવકો મેલ  ૨૧૬
નામાતમ બહિરાતમા, થાપના કારણ જેહ,
સો અંતર દ્રવ્યાતમા, પરમાતમ ગુણ ગેહ  ૨૧૭
ભાવાતમ સો દેખીએ, કર્મ મર્મકો નાશ,
જો કરૂણા ભગવતી, ભાવે ભાવ ઉદાસ  ૨૧૮
પરમ અધ્યાતમને લખે, સદ્ગુરૂ કરે શુભ સંગ,
તિણકુ ભવ મકર્યો હોઇ, અવિહડ પ્રગટે રંગ  ૨૧૯
ધર્મધ્યાનકો હેત યહ, શિવ સાધનકો ખેલ,
એસો અવસર કબ મલે, ચેત સકે તો ચેત  ૨૨૦
વક્તા શ્રોતા સવિ મલે, પ્રગટે નિજ ગુણ રૂપ,
અખય ખજાનો જ્ઞાનકો, તિન ભુવનકો ભૂપ  ૨૨૧
અષ્ટ કર્મ વનદાહિકે, તપ સિદ્ધ જિન ચંદ,
તાસ સમો અપ્પાગણો, તાકુ વંદે ઇંદ  ૨૨૨
કર્મ રોગ ઔષધ સમી, જ્ઞાન સુધારસ વૃષ્ટિ,
શિવ સુખ અમૃત સરોવરી, જય જય સમ્યગ્ દૃષ્ટિ  ૨૨૩
જ્ઞાન વૃક્ષ સેવો ભવિક, ચારિત્ર સમકિત મૂલ,
અમર અગમ કલ્પદ્રુમ લો, જિનવર પદવી ફૂલ  ૨૨૪
જો ચેતે તો ચેતજે, જો બૂઝે સો બૂઝ,

ખાનારા સહુ ખાયસે, માથે પડસ્યે તુજ ૨૨૫
આપ સવાર્થ સહુ મિ‌ઽયુ, ન કંઈ તુજ કોઈ સાર,
પરમારથ જાણ્યો નહીં, ભુલ્યો તુહિ ગમાર ૨૨૬
પરમારથ જબ જાણીયો, ચિહુ ગતિ દિખઇ પાસ,
પજ્જવ સવિ દૂર લેખને, આપહી રહે ઉદાસ ૨૨૭
નિરાસપણે ચિત્ત ઠરે યદા, આપહિ મમતા હોય,
મુહૂર્ત એક રહે મમતા, સાતરસ પાવે સોય ૨૨૮
કાયા વચન મન ત્યાગ કરી, આપહિ જ્યોતિ જગાવ,
ઘાતિ કર્મકુ ખય કરી, કેવલ લચ્છી પાવ ૨૨૯
અનત અતિશય તસ હુવા, લો લોક પ્રકાશ,
ભવ્ય જીવ પ્રતિ બૂજક, પૂરે શિવપુર વાસ ૨૩૦
ઠર જાણે સો જગત હે, ઉપશમાને સત,
જમ ઘટ રીમ ન ઉપજે, તે સત ભગવત ૨૩૧
ઉદાસીનતા સરવતા, સમતા રસ ફલ ચાખ,
પર કથનીમા મત પડો, નિજ ગુણ નિજમા રાખ ૨૩૨
જાણ્યુ તો તેહનુ પારૂ, મોહે નવિ લિપાય,
સુખ દુખ આવે જીવને, હર્ષ શોક નવી થાય ૨૩૩
આ ભવ જો સમજે નહી, પડશે વાત ઉધાર,
ફરી તે મલવુ દોહિલુ, ભમતા ભવ અપાર ૨૩૪
મુરખ નર જાણે નહીં, ખિણ લાખીણો જાય,
કાલ અચિંત્યો આવશે, સરણે કો નવી થાય ૨૩૫
અવસર આવે અવસ્ય કરે, અવસર આવે મત ભૂલ,
અવસર ચૂકયા જે નર, તે માણુસ કોડી મૂલ ૨૩૬

નરભવ ચિંતામણિ સમો, જીવ તું એરો મહાર,
જિનશાસન મન થિર કરી, જીવ તું આપ સમાલ ૨૩૭
ભોગ ભવા તે નર લહે, હવે દીજે દાન,
સમકિત સહિત શિવપદ લહે, અનંત સુખનો ઠામ ૨૩૮

---

## *શ્રી મણિચંદ્રકૃત.

ચોપાઇ

મિચ્છત કહીએ જે કુતત્ત્વવાસના, યથાસ્થિતિ ભવ નાવે આમના,
દ્રવ્ય યજાજીવ વિપર્યાસ ધરાવે, અનંતાનુબંધી હઠ કરાવે ૧
ગુણવંત જાણ્યો તુહે દ્વેષ આવે, મુહુર્તથી માંડી જાવજીવ કહાવે,
અનંતાનુબંધીઓ ક્રોધ તે થાવે, ભવાનુબંધી તે દુર્ગતિ પાવે ૨
ગુણવંત પ્રતિ દેખે આપથી હીણા, અવગુણ આગલિ કરી જુઈ દીણા
માન ચડ્યો નિજ પરાક્રમ બોલે, દુર્ગતિ તણું બારણું તે ખોલે ૩

---

આ ચોપાઈવાળા પદમા અધ્યાત્મજ્ઞાની શ્રી મણિચંદ્રજીએ સમ
કિતી અને મિથ્યાતીના લક્ષણો દર્શાવ્યા છે મિથ્યાતીને ગુણવંતપર
દ્વેષ પ્રગટે છે અને તે મુહુર્તથી પ્રારંભી યાવજજીવ પર્યંત રહે છે
મિથ્યાતી જીવ પોતાને ગુણવંતો કરતા મહાન દેખે છે અને ગુણવ
તોને પોતાનાથી હીન દેખે છે, મિથ્યાતી અન્ય જીવોના અવગુણોને

---

* શ્રી મણિચંદ્રજી મહારાજ અમદાવાદમા સારંગપુર તળીયાની
પોળમા રહેતા હતા અમદાવાદમા પ્રસિદ્ધ નથી કાશી જે કહેવાય
તેમના પતિએ શ્રી મણિચંદ્રજી પાસે અભ્યાસ કર્યો કહેવાય છે શ્રી મણિ
ચંદ્રજી કૃત કેટલીક સજ્ઝાયો અને પદો છપાઇ ગયા છે અવશેષ કેટલા
પદો મળી આવવાથી અત્ર તેનો ઉતારો કરવામા આવેલ છે

ધર્મ થોડા કરી બહુત પ્રકાશે, આપ ઇમ જાણે મોરો જસ ભાસે,
ધર્મ દેખાડી ઠગે બહુ લોક, અનતાનુબધી માયા કરે ફોક ૪
પરવસ્તુ અપની કરીને માને, તનમેં રગાઇ રહ્યો નીચ ઠાણે,
લોભસાગર પૂરો નવી થાવે, તૃષ્ણાએ કરી દુર્ગતિ જાવે ૫
એ અનતાનુબધી કહ્યા ચાર, એકની મુખ્યતા ગુણીતા ત્રણ ધાર,
નરક નિગોદ પ્હોચાડે ભાઇ, હારી જાઇ આપણી ઠકુરાઇ ૬
યથાસ્થિત ભાવ ઉપરે મનરજે, ગુણ જાણ્યા પછી તેહને નહિ ગજે,
ધર્મમા માયા ન કરે પુણ્યવત, ભણે મણિચદ્ર પરવસ્તુ મ સચ ૭

રાગ કેદારો.

ચેતના ચેતનકુ સમજાવે, અનાદિ સ્વરૂપ જણાવેરે,
સુમતિ કુમતિ દો નારી તાહરે, કુમતિ કહે તિમ ચાલેરે ચેતના ૧
કુમતિ તણો પરિવાર છે બહુલો, રાત દિવસ કરે ડાહલોરે,
વિષય કષાયમા ભીનો રહેવે, નવિ જાણે તે ભૂનોરે ચેતના. ૨

---

આગળ કરે છે અને તેઓના સદ્ગુણોને આચ્છાદે છે મિથ્યાત્વી અલ્પ ધર્મ કરીને ઘણો કર્યો એમ અન્યોની આગળ પ્રકાશે છે મિથ્યાત્વી કપટ ઉપર ઉપરથી ક્રિયાકરે ધર્મ દેખાડીને પરને વચવા પ્રયત્ન કરે છે સમકિતી ધર્માનુષ્ઠાનમા કપટ કરતો નથી સમકિતી અન્ય જીવોના સદ્ગુણોને ગ્રહણ કરે છે અને વસ્તુને વસ્તુપણે દેખે છે ઇત્યાદિ

આ પ મા શ્રી મણિચદ્રજી મહારાજે સુમતિ અને કુમતિના પાત્રપૂર્વક આત્માને ઉપદેશ કરીને સુમતિના ઘેર રહેવા આત્માને વિવેક કરાવે છે અને કુમતિની અસારતા બતાવીને તેના વશમા ન રહેવુ એમ આત્માને પ્રબોધે છે શ્રી મણિચદ્રજી પોતાના આત્માને પ્રબોધે છે કે હે આત્મન્! કુમતિનો બહુ પરિવાર છે અને તે તને રાત્રી દિવસ વિકલ્પ સકલ્પ કરાવીને દુખી કરે છે, કુમતિનો પરિવાર તને

સુમતિ મિલવા નવિ દિયે તુજને, મોહની છાકે રાચ્યોરે,
ભક્ષ્યાભક્ષ્ય તુજને કરાવે, અનતકાળ લાઈ રાચ્યોરે ચેતના ૩
અવસર પામી ચેતના બોલી, પ્રભુ સુમતિને ઘેર રાખોરે,
કુમતિને મુખે મીઠાઇ દેઈ, સુમતિ તણા ગુણ ચાખોરે ચે ૪
ઇણે અભ્યાસે દેસિ નતી આવે, અવસરિ કુમતિને છાંડેરે,
સુમતિ તણું વાધ્યુ જાણી, સયમ શ્રી તવ આણેરે ચેતના ૫

વિષય કષાયમા તન્મયતા કરાવે છે પણ તુ તેના સંગે પોતે ભૂલ્યો છુ એમ સવેદી શકતા નથી કુમતિએ તને એવી રીતે વશમા કરી લીધો છે કે તને સુમતિ સાથે મેળાપ પણ કરવા દેતી નથી હે ચેતન ! તને મોહની જાર એવી ચડી છે કે તુ સુમતિનુ સ્વરૂપ અવ બોધવા સમર્થ થઇ શકો નથી કુમતિના સગે અભક્ષ્ય ભક્ષણ તુ કરે છે આવી રીતે તારો અનન્તકાળ વહી ગયો અવસર પામીને ચેતન પોતાના આત્મ ને કહે છે કે હે આત્મસ્વામિન્ ! તમારો વાસ હવે સુમતિના ઘેર રાખો કુમતિના મુખે મીઠાઈ દઈને સુમતિના સદ્ વિચારોમા તલ્લીન બની આનન્દ રસ આસ્વાદો આત્મસ્વામિન્ ! આ પ્રમાણે સુમતિની પાસ રહેવાનો અભ્યાસ સેવશો તો **વિરતિ** તમારી પાસે આવશે અને તે તમને નિરૂપાધિમય સુખની વાનગી ચખાડીને તૃપ્ત કરશે કે જેથી તમો સત્ય સુખના માગમા અવધૂતયોગી બનીને રહેશો હે ચેતનજી ! **વિરતિની** પાસે તન્મય બનીને રહેશો ત્યારે મુક્તિનો મેળાપ તમને અવશ્ય સુમતિ કરાવી આપશે. ચેતન પોતાના સ્વરૂપે શુદ્ધ થાય છે ત્યારે તે નિર્ભર સ્થાનક પ્રાપ્ત કરે છે એમ હે ચેતન ! તમો પરિપૂર્ણ લક્ષ્યમા રાખીને હવે પોતાના શુદ્ધ સ્વરૂપમા તલ્લીન બનો શ્રી બુદ્ધિસાગરજી મહારાજ પોતાના આત્માને પ્રબોધે છે કે સુમતિ અને કુમતિનુ આવુ પટતર જાણીને પોતાના ગુણ જાણો અને તેમા રમણતા કરો એટલે આપોઆપ પરમાત્મારૂપ દેખાશો.

સુમતિ સ્ત્રી પરિવારે વાધી, તબ મુક્તિવધૂ મેલાવેરે,
આપ સ્વરૂપે ચેતન થાવે, તબ નિર્ભયસ્થાનક પાવેરે ચેતના ૬
આપ સ્વરૂપ યથાસ્થિત ભાવે, જોઇને ચિત્ત અણેરે,
કુમતિ સુમતિ પટતર દેખી, ભણે મણિચન્દ્ર ગુણ જાણેરે ચે ૭

ભાવાર્થ—અધ્યાત્મ રમણ શ્રી મણિચન્દ્રજી મહારાજ આ સસારની અસારતાનો પૂર્ણ નિશ્ચય કરીને વિવેક અને જ્ઞાનથી પ્રબોધે છે કે, આ સસારમા કોઈ કોઈના કાર્ય માટે નથી મૂઢ જીવ મોહ વડે પોતાનું આયુષ્ય વ્યર્થ ગુમાવે છે અને જે સુખનો માર્ગ છે તેનાથી પરાઙ્મુખ રહે તે શબ્દ-રૂપ-રસ-ગધ અને સ્પર્શ વિષયોમાં શુભ અને અશુભતાને માની પરવસ્તુમા મિથ્યા મુઝે છે ચેતન એ પોતે ચૈતન્ય સ્વભાવ વિશિષ્ટ છે છતા જડના સ્વભાવમા ચેતન મુઝાયો એ પણ એક આશ્ચર્ય છે ચેતન અજ્ઞાનથી જડસ્વભાવમા મુઝાઈને યથાસ્થિત વસ્તુ સ્વભાવને અવબોધી શક્યો નહિ તેમજ ચેતન પરવસ્તુઓમા મારૂં તારૂં કરીને રાચી રહ્યો અહો ! ચેતન થઈને જડમા મુઝાયો અને પોતાનામા રહેલા શાન્ત રસને તે જાણી શક્યો નહિ જ્યારે ત્યારે પણ ચેતન સ્વરૂપમા આવ્યા વિના અનન્તાનન્દમય થઈ શકાવાનો નથી જડની સગતિ કરવાથી આત્મામા જડતા વ્યાપી રહી છે અને તેથી જ્ઞાનમાર્ગ ઢકાઇ રહ્યો છે અહો આત્મા એવો જડ અજ્ઞાની બની ગયો છે કે જે મન-વચન અને કાયાના યોગે જે જે કરે છે તેમા હુ ક હુ એવી અહવૃત્તિ ધારણ કરે છે અને તેથી પરભાવનો કર્તા હર્તા બનીને કર્મ ગ્રહણ કરે છે અજ્ઞાનત્વથી યોગ અને કષાયથી પોતાને ભિન્ન જાણી શકતો નથી યોગવડે અને રસ વડે પોતાના આત્માના અસખ્ય પ્રદેશોમા કર્મરૂપ જડને બાધે છે અને તેથી સ્વકૃત કર્મને ભવોભવમાં નાના અવતારો ધારણ કરીને ભોગવે છે યોગથી પ્રદેશબન્ધ પડે છે અને કષાયથી રસ સ્થિતિ બધ

રાગ ઉપર પ્રમાણે

કોઇ કિનકુ કાજ ન આવે, મૂઢ મોહે વેલા ગમાવેરે,
શબ્દ રૂપરસ ગંધ ફરસાવે, શુભશુભ દુ ખ સુખ પાવેરે કોઇ
જડ સ્વભાવ ચેતન સુઝ્યો, યથાસ્થિત ભાવ ન બુઝ્યોરે,
તેરી મેરી કરતો અલુઝ્યો, શાન્તરસ ભાવ ન સુઝ્યોરે કોઇ ૨
જડકી સંગતે જડતા વ્યાપી, જ્ઞાનમારગ રહ્યો ઢાકીરે,
યોગ કરે તે આપે જાણ્યું, હું કરતા કહે થાપીરે કોઇ ૬

---

પડે છે આત્મા પરસ્વભાવે રમણુતા કરવાથી પરનો કર્તા હર્તા બનીને ભવભ્રમણુ કર્યા કરે છે જ્યારે આત્માને સત્ય વિવેક પ્રગટે છે ત્યારે સર્વ જડ પદાર્થોથી હુ ભિન્ન છુ અને બાજીગરની બાજી સમાન સર્વ દસ્ય પ્રપચ ધૂમ જેવા છે એમ ભાસે છે કર્મના ઉદયથી બાહ્ય શુભાશુભ સબધ પ્રગટે છે તેમા કોઇ શુભાશુભ દશા તથા તેના સબધો સદા રહેના નથી આ પ્રમાણે આત્મા પોતાના સ્વરૂપમા રમે છે ત્યારે તેને કામ ભોગની વાચ્છના રહેતી નથી શ્રી મણિચદ્રજી જણાવે છે કે જ્યારે આત્મા અને જડ વસ્તુને યથાસ્થિત ભાવે જાણવામા આવે છે ત્યારે સુપ્નને સ્વરૂપ જાણે છે અને સ્વભાવ રમણુતામા સુખ માની તેમા રમે છે

સારાશ—જેણે પોતાના આત્માને અનુભવ્યો છે તે ચાર યમને દેખી શકે છે ૧ ઇચ્છા ૨ પ્રવૃત્તિ ૩ સ્થિર અને ૪ સિદ્ધયમનુ સ્વરૂપ અવબોધીને ધર્મપ્રવૃત્તિમા સ્વમનને જોડીને યોગના શબ્દાર્થને સિદ્ધ કરે છે યોગીને પ્રથમ યમમા અહિસાદિકની વાર્તા કરતા અને શ્રવણુ કરતા મીઠી લાગે છે જિનની આજ્ઞા આરાધવાપર તે પ્રેમને ધારે છે અને અવશેષ અન્ય બાબતો તેને અનિષ્ટ લાગે છે દ્વિતીય યમમા પ્રવૃત્ત યોગી ઝીણી એવી પ્રમાદ દશા તેને હોય છે તથાપિ

યોગ કષાય ન જુદા જાણો, યોગે પ્રકૃત પ્રદેશ જડ બાધેરે,
કષાય રસ સ્થિતિનો કર્ત્તા, મ સાર સ્થિતિ બહુ વાધેરે કોઇ ૪
સર્વ પદારથથી હુ અલગો, એ બાજીગરકી ધૂલિ બાજીરે,
ઉદયાગતિ ભાવે એ નીપજે, સ સાર બાત નહુકો સાજીરે કોઇ ૫
અન્તરાતમ તે નર કહીએ, કામભોગ નવી ઇચ્છેરે,
ભણે મણિચદ્ર યથાસ્થિત ભાવે, સુખ દુ ખાદિકને પ્રીછેરે કોઇ ૬

---

તત્ પરિહાર કરવા અને યમ પાળવાને તત્પર બને છે તે જીનેશ્વરની આજ્ઞામા મગ્ન રહે છે ત્રીજા યમમા યમી યોગી પોતાના આત્માની રતિમા વિલગ્ના પ્રવૃત્તિ કરે છે અને પૌદ્ગલિક રતિ અને તેના હેતુ ઓથી નિવૃત્ત થઇ અપ્રમત્ત શુભરૂપે બને છે અને બાહ્ય પરિષહરૂપ શત્રુઓને અપ્રમત્ત દશામા રહીને જીતે છે અને પોતે શાન્તસ્વરૂપ બને છે જ્યારે ચોથી યમની દશાને પ્રાપ્ત કરનાર યોગી બને છે ત્યારે પરમાત્માની શુદ્ધ દશા સાધવાને માટે પ્રવૃત્ત થઇને અપ્રમત્ત દશાએ શુદ્ધ પરમાત્મા સ્વરૂપ પોતાના આત્મામા પ્રગટાવે છે અને પોતાના આત્માને પરમાત્મરૂપે બનાવે છે પોતે કર્મ કલકથી રહિત શુદ્ધ બને છે **ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિર** અને **સિદ્ધ** આ ચાર યમી જીવને અનુક્રમે આરાધના થાય છે **ઇચ્છા** વિના પ્રવૃત્તિ હોતી નથી અને પ્રવૃત્તિ વિના સ્થિરત્વ પ્રાપ્ત થતુ નથી અને સ્થિર યમ વિના **સિદ્ધયમ** ની પ્રાપ્તિ થતી નથી ઉત્તરોત્તર યમ પ્રતિ પૂર્વ યમને કારણતા છે એમ સિદ્ધ થઇ શકે છે **ઇચ્છા, રુચિ, પ્રેમ, રાગ, સ્નેહ, લગની** આદિ પર્યાયો છે વીતરાગના વચનો શ્રવણ કરવાની ઇચ્છા થવી એ મહાપુણ્યોદયથી બને છે શ્રી વીતરાગ પ્રભુના વચન શ્રવણ કરવાની ઇચ્છા થતા સમ્યક્ત્વનો માર્ગ ખુલ્લો થાય છે ઇચ્છા છે ત્યા માર્ગ છે અને ત્યા પ્રવૃત્તિ છે એ સૂત્ર વારવાર માનનીય છે ઇચ્છા યમની

રાગ આશાવરી

અનુભવ સિદ્ધ આતમ જે હોવે, યમ ચતુષ્ટય જોવેર
ઇચ્છા પ્રવૃત્તિ સ્થિર સિદ્ધ યમમા, બીજે શક્તિ ચિત્ત જોડરે અ
પ્રથમ યમે અહિંસાદિક વાતો, કરતા સુણતા મીઠીરે,
જાણે જિનની આણુ આરાધક, બીજી વાત અનીઠીરે અ

પ્રાપ્તિ થતા પ્રવૃત્તિ યમની પ્રાપ્તિ થાય છે ઇચ્છાની સાથેજ પ્રવૃત્તિ યમની પ્રાપ્તિ થતી એવો એકાન્ત નિયમ બાધી શકાય છે ઇચ્છા યમની સિદ્ધિની સાથે કેટલાક જીવોની પ્રવૃત્તિ યમની સમ્મુખતા પ્રાપ્ત થાય છે અને કેટલાકોને અવિરતિના ઉદયથી થતી નથી પ્રવૃત્તિ યમની સિદ્ધિ થતા સ્થિરતા આવે છે યમ નવૃત્તિ એ કારણ છે અને સ્થિરતા એ કાર્ય છે યમ પ્રવૃત્તિના ગુણ સ્થાનકમા વ્યવહારનયની અપેક્ષાએ અનેક ભેદ પડે છે પ્રવૃત્તિ યમમા પ્રમાદ દશા જાગી હોય છે છઠ્ઠા ગુણ સ્થાનક પર્યંત પ્રવૃત્તિ છે યમ પ્રવૃત્તિવડે જ્યારે સ્થિર યમ થાય છે ત્યારે સાધુપથ મહાવ્રતમા સ્થિર રહે છે અને બાહ્યીમ પરિસહોને જીતી ચોથા સિદ્ધ યમને પ્રાપ્ત કરી સુખમય થાય છે

ભાવાર્થ—વસ્તુને વસ્તુના ધર્મ પ્રમાણે યથાસ્થિત દેખવાથી સમ્યકત્વ દર્શનની પ્રાપ્તિ થાય છે જે વસ્તુ જે જે પર્યાયોવડે જેમ યુક્ત હોય તેને તેમ દેખવાથી સમ્યકત્વ દર્શન ગણી શકાય છે જેવી રીતે જિને દ્રવ્ય પર્યાયોનુ સ્વરૂપ દર્શાવ્યુ છે તેવી રીતે દ્રવ્ય અને પર્યાયોનુ સ્વરૂપ અવગત કરવાથી સમ્યકત્વ પ્રાપ્ત થાય છે કર્મરૂપ પર્યાયોને શ્રી કેવળજ્ઞાનીએ જેવી રીતે જ્ઞાનમા દીઠા છે તેવા તે ઉદયમાં આવે છે કર્મવિપાકના બાહ્ય નિમિત્તો ખરેખર દ્રવ્ય ક્ષેત્રકાલ અને ભાવની અપેક્ષાએ વ્યવહારથી અનેક રીતે દેખાય છે પરંતુ તથા વિધ કર્મ રૂપ કારણ તો પોતાની પાસે છે તેનો વિપાક ભોગવતા

બીજે યમે પ્રવૃત જિન આણા, પ્રમાદ દશા તસ ત્રાજીરે,
યમ પાલવાને તત્પર યોગી, જિન આણમા માજીરે   અ ૩
ત્રીજે યમે યમિની રતિઆરી, અપ્રમત્ત શુભ રૂપરે,
પરિસહા પરિવયરી તે પાસે, હોવે તે શાન્ત સ્વરૂપરે   અ ૪
સિદ્ધયમ તે ચોથો કહીએ, પરાર્થક સાધક શુદ્ધરે,
ભણે મણિચદ્ર યોગ દૃષ્ટાન્તત, વચન શ્રી હરિભદ્ર બુદ્ધરે   અ ૫

---

સમભાવે વર્તવાની જરૂર છે સમ્યગ્દર્શની કર્મવિપાકને દેખી તેનાથી પોતાના આત્માને ભિન્ન માનીને આન્તરિઉપયોગથી ઉદાસીન રહે છે અર્થાત્ તટસ્થ ભાવથી હર્ષ શોક નહિ ધારણ કરતા તે તે કાળે પ્રાપ્ત થનાર કર્મવિપાકોને અદીનભાવે વેદે છે બાહ્ય નિમિત્ત કેચિજ્જીવો દુ ખપ્રદ તરીકે દેખાતા હોય તથાપિ તેઓનાપર દ્વેષાદિકને ધારતો નથી અને તેમને દોષ દેતો નથી આવી સમ્યગ્દષ્ટિ જીવની આન્તરિક વિવેક શક્તિ હોય છે કર્મવિપાકો ભોગવતા છતા સમ્યગ્દષ્ટિ જીવના દશા હોય છે તે આ ઉપરથી અવબોધાઈ શકશે શ્રી મણિચદ્રજી મહારાજ સમ્યગ્ જ્ઞાનની દશા જણાવીને આગળ જણાવે છે કે હુ કર્તા છુ એવુ ૫ મા માનતા કર્મ બધાય છે, અહંવૃત્તિ પ્રગટવાથી કર્મ બધાય છે અને બધાયલા કર્મો સત્તાગત રહે છે અને ઉદયના નિમિત્તો પામીને ઉદયાગત થાય છે કોઈપણ ઉદીરણા કરીને કર્મને ઉદયમા લાવી ભોગવે છે બધ વેળાએ કષાયથી જેવો રસ પડે છે તેવો કર્મોદયમા રસ હોય છે અને તે વેદવો પડે છે ઉત્કૃષ્ટ ભાગે કર્મ નીકાચ્યા ન હોય તો તે તપશ્ચરણ ધ્યાનાદિવડે બધમાથી ટળી જાય છે ઉત્કૃષ્ટ ભાગે નિકાચિત કર્મ બાધ્યા હોય છે તો તે ભોગવ્યા વિના છુટકો થતો નથી નિકાચના વિના પણ કોઈ કર્મ ઉદયમા આવે છે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ મળતા કર્મ ઉદયમા

સમકિત તેહ યથાસ્થિત ભાવે, જેહ યમ પજ્જવ હુઇ સ્વભાવે,
તેહ પજ્જવ જિન દેખે નાણે, ઉદય વેળા તે આવે ટાણે, સ ૧
બાહ્ય નિમિત્ત ઘણી રીતે ભાસે, પણ તથાવિધ કારણ છે પાસે,
તે દેખી ઉદાસી ન રહેવે, કોઇને દોષ તેહ નવિ દેવે સ ૨
હું કર્ત્તા માને કર્મ બંધાય, તેહ કર્મસત્તા વઇ થાવે,
ઉદય માફિક બંધ ઉદય આવે, તેહ વિના કેઇ ઉદીરણા પાવે સ ૩

---

આવે છે અને દ્રવ્ય, ક્ષેત્ર કાળ ભાવે વિપાક ભોગવીને પૂર્ણ ક્ષય
થાય ત્યા સુધી કર્મ વિપાક ભોગવવો પડે છે માટે હે ભવ્ય જીવો!
તમે કર્મવિપાક ભોગવતા મુઝાઇ જાઓ નહિ શુભાશુભ કર્મવિપાક
ભોગવતી વખતે હર્ષ અને શોકનો ત્યાગ કરીને સમભાવને ધારણ
કરો અને કર્મના યથાસ્થિત ભાવને જાણીને મનને સમભાવમા રાખો
એમ શ્રી મણિચંદ્રજી કહે છે સમ્યક્ત્વ દર્શનની આવી દશા જાણીને
આત્મજ્ઞાની મહાપુરૂષ સાંસારિક સબંધોમા સમભાવને ધારણ કરીને
અંતરથી આત્મસ્વભાવમા રમણતા કરે છે અને અધિકાર પ્રમાણે
પ્રવૃત્તિ કરે છે

ભાવાર્થ—શ્રી મણિચંદ્રજી મહારાજ પોતાના આત્માને સંબોધે
છે કે હે ચેતનજી! તમે આ દુનિયાની સર્વ વસ્તુઓથી ભિન્ન છો
પરદ્રવ્યરૂપ સર્વ વસ્તુઓ કદાપિ પોતાની થઇ નથી, થતી નથી અને
થવાની નથી જ્યારે આ પ્રમાણે વસ્તુ સ્થિતિ છે ત્યારે તું પરવસ્તુ
ઓપર અહં મમત્વ કલ્પનાથી કેમ નેમ ધારણ કરે છે? અનન્ત
તારે પર જડ વસ્તુઓપર પ્રેમ ન ધારણ કરવો જોઇએ જે કર્મ વડે
ચેતનજી તમે બંધાયા છો તેથી તમે પોતાની ઠકુરાઇ અર્થાત્ પ્રભુતા

નિકાચના વિણ બંધ ખીરી જાવે, નિકાચનાવણ કોઈ ઉદયે આવે,
બંધ વેલાએ જેવો રસ હોઇ, ઉદય વેલાએ તેહવો તિહા સોઇ સ ૪
દ્રવ્યક્ષેત્ર કાળભાવ મિલે આવે, તવ વિપાકતે પૂરો થાવે,
તેણે કારણે તુમે સમતા આણો, ભણે મણિચંદ્ર યથાસ્થિત જાણો સ

રાગ આશાવરી.

ચેતન તુમ હો આપહિ ન્યારા, પરવસ્તુ ઉપર ધરે ક્યા પ્યારા,
જિણે કરી બંધાણા ભાઈ, હારી મૂકી આપણી ઠકુરાઇ ચેતન ૧
માયા કરી પાસમા તુમ પાડ્યા, સુખ મીઠાઈ દેઇ ભમાડ્યા,
છાડશો નિંદ્રા જબ મોહ કેરી, તો જાશે શો એ દુર્ગતિ ફેરી ચે ૨

હારી ગયા છો અને સર્વ પરવશ દુઃખ એ સ્થિતિને પ્રાપ્ત થયા છો મોટે તમને માયાવડે પાશમા પાડ્યા છે એમ હે ચેતન જી તમે નિશ્ચ યત અવબોધો હે ચેતનજી ! તમો મોટે મુખે મીઠાઇ દેઇને ભમાવ્યા છે-ભમાવ્યા છે તમે જ્યારે મોહની નિંદ્રાનો ત્યાગ કરશો ત્યાર જાણશો કે અરે મોહમા ફસાવાથી દુર્ગતિ ભ્રમણ કરવુ પડે છે જ્યા સુધી મોહના વશમા પડી રહેવાનુ છે ત્યાસુધી આગમોનો અભ્યાસ કરીને આગમી એવુ નામ ધરાવવુ અથવા માનરૂપ હસ્તિપર ચઢીને વાક્પાટવથી ઉપદેશ કરવો તે સર્વ મિથ્યા છે એમ ચેતનજી માનો ક્ષયોપશમ વિના ધર્મની બહુ ક્રિયાઓ કરી તેનુ ફળ એટલુ થયુ કે તેથી સુરપદવીની પ્રાપ્તિ થઇ પણ સિદ્ધ ગતિની પ્રાપ્તિ થઇ નહિ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ વિના ભૂતકાળમા બાહ્ય ધર્મ ક્રિયાઓ વડે સુરપદવીઓ પ્રાપ્ત કરી અને ભવિષ્યમા પ્રાપ્ત કરી શકશે પરન્તુ તેથી ભવભ્રમણનો અંત આવનાર નથી એમ શ્રી મણિચંદ્રજી મહારાજ પ્રબોધે છે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરીને મોહથી વિરામ પામવા પ વિરતિ

આગમ પઢી આગમી નામ કીના, માને ચઢી ઉપદેશ બહુ દીન
ક્ષયોપશમ બીન કિરિયા બહુ કીની, તાકો ફલ સુરપદવી લીની ચે
જબ તાંઈ પ્રમાદદશા નવિ જાવે, તબ તાંહી તુમ સંસાર ભમાવે,
મોહપિશાચ તુમ દુઃખ દેખાવે, અપ્રમત્ત ચાબક રૂડિ હાથે આવે ચે
ઉદયાગત વસ્તુ યથાસ્થિત ભાવો, બંધ નિકાચનનો નહિ કોઈ દાવો,
ભણે મણિચંદ્ર ઇમ કર્મ ખપાઇ, જિમ પામો અપની ઠકુરાઇ ચે ૫

ચારિત્ર્યની પ્રાપ્તિ કરી જોઇએ પરવસ્તુઓમા થતી રમણતા
રૂપ રતિની વિરમીને આત્મ ધર્મ ચારિત્ર્યમા આત્મ વીર્યને પરિણમન
વાની જરૂર જ્ઞાનીઓએ સ્વીકારી છે આત્મ ધર્મમા રતિ કરવામ
પ્રમાદ નડે છે જ્યા સુધી પ્રમાદ દશા નડે છે ત્યા સુધી પ્રમાદ પોતાના
બળવડે જીવને સંસારમા પરિભ્રમાવે છે અને અસહ્ય નાના દુઃખો નડે
આત્માને પીડે છે હે ચેતનજી । તમને મોહરૂપ પિશાચ દુઃખ દેખાડે
છે અર્થાત્ મોહપિશાચના વશમા થવાથી અનેક દુઃખો પોતાને
દેખવા પડે છે જ્યારે અપ્રમત્ત ચાબુક વડે મોહપિશાચને મારવામા
આવે છે ત્યારે મોહપિશાચને હણી શકાય છે હે ચેતનજી । તમે
કર્મોદય વસ્તુને યથાસ્થિત ભાવો અર્થાત્ વિચારો અને કર્મવિપાકો
ભોગવતી વખતે આત્માને આત્મ સ્વભાવે જાણો અને તે પ્રમાણે
સમભાવે વર્તો કે જેથી નિકાચિત કર્મ બાંધી શકાય નહિ હે ચેતન ।
તમે સમભાવે વર્તો તો નિકાચિત કર્મ બાંધવાનો દાવો રહી શકે
નહિ શ્રી મુનિરાજ મણિચંદ્રજી કથે કે આ પ્રમાણે સમ્યગ્દર્શન જ્ઞાન
સમભાવ વર્તવાથી કર્મનો નાશ થતા ચેતનજી તમે પોતાની પ્રભુતા
પામી શકો

## વાચક શ્રી યશોવિજયજી કૃત*

### પદ.

ગુરૂપ્રસાદ આતિમરતિ પાઇ, તામેં મનભયો લીન,
ચિદાનન્દઘન અબહુઇ બેઠે, કાહુકે નહિ આધીન ૧
ઘટ પ્રગટી સબિસંપદાહો,
ઇંદ્રાણી સમતા પવિધીરજ જસઘટ જ્ઞાનવિમાન,
જબ સમાધિ નંદન વનમેં ખેલે, તબ હમ ઇંદ્ર સમાન ૨
ચક્રરત્ન આયતહે જયણાવિસ્તૃત, શિરપર જ્ઞાનહિ છત્ર,
ચક્રવર્તિકી ચાલિ ચલતુ હૈ, કહા કરિહે મોહઅમિત્ર ૩

* શેઠજી લલ્લુભાઈ કીશોર વીસનગરવાળાની જુની પોથીઓ વગેરેની ચોપડીમાંથી શ્રી મણિચંદ્રજીના પદો તથા ઉપાધ્યાયનું પદ લખેલું હતું તેનો અત્ર ઉતારો કરવામાં આવ્યો છે

ભાવાર્થ—શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય પોતાના હૃદયમાં પ્રગટેલા ઉભરાઓને બહાર કાઢતા છતા કથે છે કે—મેં ગુરૂની કૃપાએ આત્માની સહજાનંદ રિતિ પ્રાપ્ત કરી છે આત્માના સ્વરૂપમાં મારૂં મન લીન થઈ ગયું છે આત્માના સ્વરૂપમાં રમણતા કરવી એજ મને હવે ગમે છે હવે તો અમે ચિદાનન્દઘન થઇ બેઠા છીએ હવે અમે કોઈના અધીન નથી કોઇની દરકાર રાખીએ એવા અમે નથી શ્રીમદ્ ઉપાધ્યાય કથે છે કે અમારા હૃદયમાં સર્વ સંપદાઓ પ્રગટી છે અમે આત્મારૂપ ઇન્દ્ર છીએ અને સમતારૂપ અમારી ઈન્દ્રાણી છે ધૈર્યરૂપ વજ્રને અમે ધારણ કરીએ છીએ ઇન્દ્રનું વજ્ર જેમ પર્વતના ચૂરે ચૂરા કરી નાખે છે તેમ આત્મારૂપ ઇન્દ્રનું ધૈર્યરૂપ વજ્ર અનેક પ્રકારના ચિંતા, ભય, વિકલ્પ, સંકલ્પ વગેરે પર્વતોને છેદી નાખે છે.

સુધાકુંડ સમાન બ્રહ્મવચનકે, આએ અનુભવ યોગ,
નાગલોક ઠકુરાઈ પાઈ, તાથે અધિક કુન જોગ
ભએ નિરતેજ કુદર્શન તારા, નાઠે દુર્જન ચોર, ૪
હૃદય વિવેક દિવાકર ઉદયો, મિટગયો મદનકો જોર
શુકલપક્ષ અધ્યાતમ ઉદયો, સમકિત ચંદ અમંદ, ૫
સકલકલામૃત અમૃતવિલાસી, વરસત હર્ષકે બિન્દુ ૬

---

આત્મારૂપ દ્રવ્ય ઉંચુ જ્ઞાનરૂપ વિમાન છે તે ઉંચુ ઉંચે છે તેના પર અમે બેસી ચીએ અમારો આત્મા દ્રવ્યરૂપ હોઈને તે સમાધિરૂપ નન્દનવનમા ખેલ છે આવી દશામા અમે સદ્વિચારો અને સદાચારોવડે અમે ઇન્દ્રસમાન છીએ

ઉપાધ્યાય કહે છે કે અમે ચક્રવર્તિ છીએ ભાવ ચક્રવર્તિની રીતિ પ્રમાણે વર્તતા મોહરૂપ શત્રુ અમારૂ કંઇ પણ અહિત કરી શકનાર નથી વિસ્તારવાળી ... ચેતના તેજ અમારૂ ચક્ર રત્ન છે અને અમારા આત્મારૂપ ચક્રવર્તિ પર જ્ઞાનરૂપ છત્ર ધારણ કરવામા આવે છે આવી આત્માની ચક્રવર્તિ દશામા અમારે કોઈ વાતની કમીના નથી સુધા અર્થાત્ અમૃત કુંડ સમાન આત્મ જ્ઞાન વચનથી અમને અનુભવ યોગ પ્રાપ્ત થયો છે તેથી અમોને નાગ લોકની ઠકુરાઈ પ્રાપ્ત થઈ છે આત્મજ્ઞાનરૂપ અમૃત પીનારા એવા અમારા કરતા નાગલોક કંઇ વિશેષ નથી કારણ કે અધ્યાત્મજ્ઞાનરૂપ અમૃત પાનથી અમે અમરરૂપ થતા જઈએ છે

અમારા હૃદયમા આત્મજ્ઞાનરૂપ સૂર્ય પ્રગટતા કુદર્શનરૂપ તારાઓ નિસ્તેજ બની ગયા અને દુર્જનરૂપ ચોરો દૂર ભાગી ગયા કામદેવનુ જોર ભાગી ગયુ અમારા હૃદયમા શુકલપક્ષરૂપ અધ્યાત્મ જ્ઞાનનો ઉદય થયો છે અને અમન્દ સમ્યક્ત્વરૂપ ચન્દ્રનો ઉદય થયો છે અને

દ્રવ્યભાવ પરિણામ ચરણુકે, દક્ષિણુ ઉત્તરશ્રેણિ,
જસકર વિદ્યાધરપદ પાયો, યાગતિ પાઈ કેણિ ૭
દર્શન જ્ઞાનચદ્ર રવિલોચન, રિથરતા કમલા કથ,
સુખસાગરમે મગન રહતુહે, હમ હરિલચ્છનવત ૮
અધ્યાતમ કૈલાસવિરાજે, વૃષભમભા ઉત્તગ,
વિરતિ ચતુરતા ગગાગોરી, સેવિત શકર રગ ૯

તેથી સમ્વ કળાને ધારણુ કરનાર અમૃત વિનાસી હવનાં બિંદુએ આમા । અસખ્ય પ્રદેશમા વર્ષી રહ્યા છે

અમે ભાવવિદ્યાધરની પ વીને ધારણ કરના । બન્ના છીએ ચારિત્રના દ્ર ય અને ભાવ પરિણામ તે દક્ષિણુ અને ઉત્તરશ્રેણિયો જાણુવી શ્રી યશોવિજયજી કહે છે કે મે ચારિત્રના દ્રવ્ય અને ભાવ પરિણામની દક્ષિણુ અને ઉત્તર શ્રેણિયોવડે મારા હસ્તમાજ વિદ્યાધર પદ પ્રાપ્ત કર્યું છે આવી પદવી કહો—આવી દશા વિના કહો અ ય કોણે પ્રાપ્ત કરી છે? અર્થાત્ અન્ય કોઈએ એવી પ વી પ્રાપ્ત કરી નથી સાગરા કે અધ્યાત્મ જ્ઞાનવિના અ ય કોઈએ એવી પ વી પ્રાપ્ત કરી નથી

અમે શ્રીકૃષ્ણ અર્થાત્ હરિરૂપ છીએ અમારા આત્મા હરિ છે દર્શન અને જ્ઞાનરૂપ ચદ્ર અને સૂર્યરૂપ લોચનને ધારણુ કરનાર અને સ્થિરતા રૂપ લક્ષ્મીના અમે સ્વામી છીએ અને સુખ સાગરમા સ્થિરતારૂપ લક્ષ્મીની સાથે આનન્દ કરીએ છીએ આવી દશાએ હરિના લક્ષણુવાળા અમે છીએ

ઉપાધ્યાય કહે છે કે અમારા આત્મા મહાદેવ છે અધ્યાત્મજ્ઞાનરૂપ કૈલાસ પર્વતપર અમારા આત્મારૂપ શિવ વિરાજે છે સતોષરૂપ વૃષભના ઉપર અમે બેઠીએ છીએ વિરતિરૂપ ગગાને અને

બાહ્યભાવ રચનાકે બ્રહ્મા, ઈમકારણ સુખહોતિ,
અંતરંગ રચનાકે બ્રહ્મા, હમ ભએ આપ ઉદ્યોત
તીનભુવન વિભુતા અતિ અદ્ભુત, જિનપદ તો નહિ દૂર,
સિદ્ધયોગ અધ્યાતમશક્તિ, પ્રગટિત પુણ્ય અંકુર ૧૧
ચિંતામણિ સુરતનુ સુરધેનુ, કામકુંભ ભયો પાસ,
અષ્ટમહાસિદ્ધિ નવનિધિ નિરખે, આપમે આપવિલાસ ૧૨

---

ધારણ કરીએ છીએ અને ચાતુયરૂપ ગોરી (પાર્વતી)ના અમે ધારક છીએ આ સ્થિતિથી અમારો આત્મારૂપ મહાદેવ આનન્દમા લયલીન રહે છે બાહ્ય ભાવની રચનાનો કર્તા બ્રહ્મ છે અને અમારા આત્માના અન્તરંગ ગુણ સૃષ્ટિના કર્તા બ્રહ્મ છે માટે વસ્તુત. અમારો આત્મા બ્રહ્મા છે સ્વય આત્માજ અમારો પ્રકાશ રૂપ થયો અને અમારો આત્મ જ બ્રહ્મા છે એમ પ્રમાણીએ છીએ ત્રણ ભુવનની વિભુતા જ્યા અત્યંત અદ્ભૂત છે એવુ જિનપદ દૂર નથી સિદ્ધયોગ રૂપ અધ્યાત્મ શક્તિ છે અને તે અનન્ત પુણ્યાંકુરથી પ્રગટે છે ચિન્તામણિ કલ્પ વૃક્ષ કામકુંભ અને સુરધેનુ ઇત્યાદિ સર્વ અમારામા છે એમ હવે અવબોધાયુ શ્રીમદ્ કથે છે કે અધ્યાત્મજ્ઞાનદૃષ્ટિએ આત્મજ્ઞાની અષ્ટ સિદ્ધિ અને નવનિધિને પોતાના આત્મામા દેખી શકે છે

આ પ્રમાણે જે અમારામા સર્વે ભાસ્યુ તે શ્રી સદ્ગુરુના પ્રતાપે જાણવુ જેણે આ સર્વનુ સ્મરણ જે ધર્મ વ્યવહાર તેને સમર્પ્યો શ્રીમદ્ કથે છે કે જ્ઞાનયોગ ગર્ભિત શુભ ક્રિયાઓ ખરેખર ધર્મના પરમ આધારભૂત છે જે ધર્મના વિચારો અને આચારોવડે સમ્યગ્ વ્યવહારી થયો તે નિશ્ચય પદને પ્રાપ્ત કરે છે તત્ત્વ મધ્યમા ઉપાધ્યાય કથે છે કે ૨૧ લક્ષણો જેનામા હોય છે તે મનુષ્ય રાજ્યને પામી રાજા બને છે તદ્વત્ જે સમ્યગ્ ધર્મ વ્યવહારી ગણી આત્માના મહ

એ પ્રસાદ સવિ સુગુરૂ ભજનકો, જિનદિનો વ્યવહાર,
જ્ઞાનયોગ ગર્ભિત શુભ કિરિયા, ધરમકો પરમાધાર ૧૩

વ્યવહારી નિશ્ચય પદ પાવે, જ્યુ નૃપ લછન રાજ,
વ્યવહારે નિશ્ચય અનુસરતા, સીઝે સકલહિત કાજ ૧૪

વાચક જસ વિજયે ઈમ દાખી, આતમસાખિ રુદ્ધિ,
ભાખી સદ્ગુરુ અનુભવ ચાખી, રાખીયે હૃદિ ઘન વૃદ્ધિ ૧૫

---

ગુણોને ખીલવે છે તે શિવ રાજ્યને પ્રાપ્ત કરે છે વ્યવહાર વડે નિશ્ચય ધર્મને અનુસરતા સર્વહિત કાર્યની સિદ્ધિ થાય છે વાચક શ્રી યશોવિજયજીએ આત્મ સાક્ષીએ આત્માની ઋદ્ધિને દેખાડી છે શ્રી સદ્ગુરુ મહારાજની પાસે રહી અનુભવ જ્ઞાનનો રસ સ્વાદીને આત્મહિત શિક્ષા ભાખી છે તે હિત શિક્ષાને હૃદયમા મેઘની વૃદ્ધિની પેઠે ધારણ કરીએ તો આત્મા ગુણોની ઘણી વૃદ્ધિ થાય

શ્રીમદ્ ઉપાધ્યાયના પદ્યપ્રોદ્ગારથી અવબોધવાનુ કે અધ્યાત્મ જ્ઞાન દૃષ્ટિથી પોતાના આત્માની ઉચ્ચતા કરી શકાય છે અને પોતાના આત્મામા અનન્ત સુખ છે એવો અનુભવ કરી શકાય છે પોતાના આત્મામા વાસ્તવિક સુખ છે એવો અનુભવ પ્રગટતા દુનિયાની મોહ દશાથી પોતાનુ મન પાછુ હઠે છે અને પરવસ્તુઓની પ્રાપ્તિ માટે અનેક પ્રકારની ઇચ્છાઓ ચિન્તાઓ, ભય, અને શોક વગેરે જે જે મોહ ચાળાઓ થાય છે તે પશ્ચાત્ થતા નથી અને આત્મામા પરમ સતોષ પ્રગટે છે ધર્મ વ્યવહાર સાધક સતો અધ્યાત્મ જ્ઞાનવડે આત્મસ્વભાવમા રમણતા કરી સહજ સમાધિ સુખ પ્રાપ્ત કરી શકે છે અધ્યાત્મ જ્ઞાનીઓને આવી અધ્યાત્મ શાનો અનુભવ આવે છે તેથી તે ઉપર પ્રમાણે ગાય છે

## વાસુપૂજ્ય સ્તવન.

વાસુપૂજ્ય જિનવાસવ પૂજિત, ધ્યાઓ મનને રંગેરે,
જયારાણીએ જિન જન્મ્યો, ઉદ્યોત ભયો સબ લોગેરે વાસુ
છપનદિશી કુમરી મિલી ગાયો, ઇંદ્રે મેરૂ સ્નાત્ર કરાયોરે,
આનંદ ઉત્કટિ ઉચિત નમાયો, પાપ પડલ ફેડાયોરે વાસુ ૨
વરસ અઢાર લાખ ગૃહવાસે વસીયો, સંયમ લેવા ધસીયોરે
ઘાતિ કરમકુ દૂરિ કરીને, શુદ્ધ નાણુ દર્શનનો રસિયોરે વાસુ ૩
તીરથ થાપી ઉપદેશ દીધા, બહુત જીવ બુજાયારે,
લાખ બહુત વર્ષ પૂરણ થએ, ચંપાનયરી આયારે
શ્રી ચંપાઈ પંચકલ્યાણક, શિવરમણીને વરીયારે, વાસુ ૪
સેવક મણિચંદ્ર જિન ગુણ ગાતા, કાજ સવે તસ સરીયારે વાસુ ૫

## પચ પ્રકારના અનુષ્ઠાન

દુહા

સિદ્ધતણી સુખ આસિકા, અનંત અનંતી હોય,
તે સ્તવના કિમકરી શકું, મુજ અલ્પબુદ્ધિ છે જોય
બ્રહ્મસુતા તુજને સ્તવુ, કરો મુજ બુદ્ધિપ્રકાશ,
જિમ અનુષ્ઠાન પાંચે કહું, પહુંચે મનતણી આશ

શ્રી મણિચંદ્રજી મહારાજ પંચ પ્રકારના અનુષ્ઠાનનું સ્વરૂપ વ
છે. તેનો સામાન્યત સાર નીચે મુજબ છે-વિષ ગરલ-અન્યોન્ય
હેતુ અને અમૃત એ પંચ પ્રકારના અનુષ્ઠાનમાં વિષ-ગરલ અ

વિષગરલ અન્યોઅન્યા, તદ્ધેતુ અમૃત જેહ,
ત્રણ ત્યજે કોઈ આદરે, સિદ્ધગતિ પહુચે તેહ ૩
વિષગરલ અનુષ્ઠાનજે, ઇહ પરલોકકી આશ,
અ પસુખને કારણે, ચિહુગતિ પૂરે વાસ ૪
હવે ત્રિજો અન્યોઅન્ય, શૂન્યકાર અનુષ્ઠાન,
કોઇક જીવ ભદ્રકપણે, લહે ફલ પુણ્યનિદાન ૫

---

अन्योऽन्य એ ત્રણનો ત્યાગ કરીને આત્મજ્ઞાની तद्धेतु અને अमृत એ બે અનુષ્ઠાન આદરે છે तद्धेतु અને अमृतानुष्ठानथी સિદ્ધ ગતિની પ્રાપ્તિ થાય છે આ લોક અને પરલોકના સુખોની આશાએ विष અને गरल अनुष्ठानને અજ્ઞાની જીવો સેવે છે અજ્ઞાની જીવો विष અને गरलानुष्ठान સેવીને અલ્પસુખને કારણે ચતુર્ગતિ પરિભ્રમણની વૃદ્ધિ કરે છે હૃદયની શૂન્યતાએ અન્ય મનુષ્યોની દેખાદેખીએ જે અનુષ્ઠાન કરવામાં આવે છે તેને अन्योऽन्यानुष्ठान કહે છે કોઈ જીવ ભદ્રક પરિણામથી ધર્મ સંબંધી અન્યોઽન્યાનુષ્ઠાન સેવીને પુણ્યબંધની પ્રાપ્તિ કરે છે જિનેશ્વરની આજ્ઞાઓના હેતુઓને પરિપૂર્ણ જાણનાર જિનેશ્વરની આજ્ઞાએ જે જે ધાર્મિક અનુષ્ઠાનો સેવે છે, અને ગુરુની સેવાથી ધર્મ ક્રિયાઓના રહસ્ય સમજીને વિધિપૂર્વક જે જે ધર્માનુષ્ઠાનોને ભવ્યજીવ સેવે છે તે તેને તદ્ધેતુ અનુષ્ઠાન પ્રાપ્ત થયું એમ અવબોધવું તદ્ધેતુ ક્રિયાનો કરનાર ભવ્યજીવ, જેમના હેતુઓને કરે છે અરૂપી એવા સિદ્ધ દશાનું રૂપાતીત ધ્યાનના સેવન નિમિત્ત લક્ષ રાખે છે પરદ્રવ્યમાં સુખની આશા રાખતો નથી પોતાના આત્મદ્રવ્યમાં સહજ સુખ છે અને તેને પ્રાપ્ત કરવું એજ ધર્મક્રિયાઓ કરવાનો મુખ્યોદ્દેશ છે એમ અવબોધીને તદ્ધેતુક્રિયાઓને સેવે છે તદ્ધેતુક્રિયા કરનાર યોગી પોતાના આત્માને અભેદપણે ધ્યાવે છે.

તદ્ધેતુને કારણે, જિન આજ્ઞાક્રિયા ધ્યાન,
ગુરુસેવાએ તે લહે, છેદે કર્મ નિદાન
સિદ્ધ દ્રવ્ય અરૂપી તણો, રૂપાતીત ધર્મ ધ્યાન,
તેહપણે પરગુણ આસિકા, સ્વદ્રવ્ય અતિઈ નિદાન ૭
અભેદરૂપ ધ્યાતાથકા, સ્વદ્રવ્ય નિરખે જોય,
શુક્લધ્યાન વળતો લહે, એ પદ્ધતે ઇમ હોય ૮

---

સ્વાત્મ-અને દેખે છે તદ્ધેતુ ક્રિયામગ્ન યોગી શુક્લધ્યાનને પ્રાપ્ત કરી શકે છે તદ્ધેતુ ક્રિયા કરવાવાળો યોગી સાત નય અને ચાર નિક્ષેપાથી આત્મ દ્રવ્યનુ સ્વરૂપબોધક ભ યન્ત્ર પોતાના ઉદ્ગુણોને પ્રગટાવવા જે જે અનુષ્ઠાનો સેવે છે તે તદ્ધેતુક્રિયાઓ અવબોધવી સપ્તભ્રપણાદિ નયોથી આત્મદ્રવ્યના ગુણપર્યાયોનો જ્ઞાતા તદ્ધેતુ ક્રિયાઓના રહસ્યોને અવબોધીને ચિત્તની તલ્લીનતાએ ધર્માનુષ્ઠાનને સેવી પરમાત્મપદ પ્રાપ્ત કરે છે—આત્માના નિજ પર્યાયમા ચિત્તની રમણતા થવાથી વૈષયિક વિકલ્પ સંકલ્પો સ્વયમેવ શાન્ત થાય છે અને આત્મા પરભાવ પરિણતિએ પરિણમતો નથી આવી તદ્ધેતુ ક્રિયાની યોગ્યતા પ્રાપ્ત કરનાર જીવ સંવર અને નિર્જરાતત્ત્વની પ્રાપ્તિ કરી શકે છે અને શુભ ધર્મપ્રવૃત્તિએ પુણ્યાનુબન્ધિ પુણ્યનો બંધ કરે છે

અમૃતાનુષ્ઠાનની યોગ્યતા આત્માના સ્વભાવપ્રમાણે વર્તતા પ્રાપ્ત થાય છે અમૃતાનુષ્ઠાનીયોગી ૦ કર્તા આદિ અહંવૃત્તિથી રહિત હોય છે અમૃતાનુષ્ઠાનકારક યોગી ઉદાસીન ભાવે અર્થાત્ રાગદ્વેષ રહિત પરિણામે સર્વને દેખે છે તેને દુનિયાની વસ્તુઓમા ઇષ્ટાનિષ્ટત્વ રહેતુ નથી અમૃતાનુષ્ઠાનની પ્રાપ્તિવાળા જીવને સ્થિરતા અને જ્ઞાતા એ બે ગુણોની પ્રાપ્તિ થાય છે પોતાનો આત્મા તેને અમૃતસમાન લાગે છે અર્થાત્ ધર્માનુષ્ઠાનમા આનન્દરૂપામૃતનો પ્રકટ ભાવ થાય છે

સન્તપદાદિપ્રરૂપણા, લહે દ્રવ્યગુણ પર્યવરૂપ,
નયનિક્ષેપ પ્રમાણ કરિ, ભાવે આત્મસ્વરૂપ ૯
નિજપર્યાયમે ચિત્ત રહે, ન લહે પર્યાઇરૂપ,
પુણ્યાનુબન્ધી કરે ક્રિયા, ઇહતવે તસરૂપ ૧૦
હવે અમૃત અનુષ્ઠાનકું, આવે આત્મસ્વભાવ,
હું કર્ત્તા તે નવિગ્રહે, નિરખે ઉદાસીન ભાવ ૧૧

---

યોગની ઉચ્ચકોટીપર ચઢના અમૃતાનુષ્ઠાન કરનાર યોગીને પ્રભા અને પરા દૃષ્ટિ ખીલે છે અને તેથી તે સ્વયમેવ પરમાત્મારૂપ બને છે

અમૃતાનુષ્ઠાનકારક યોગી ઉદયમા આવેલા કર્મને સમભાવે વેદીને ખપાવે છે પણ શુભાશુભ યોગે શુભાશુભ કર્મ વિપાકે હર્ષ શોક ધારણ કરતો નથી અમૃતાનુષ્ઠાનકારક યોગી કર્મ ક્રિયાનો અન્ત કરે છે અને તેને માત્ર પોતાનો આત્માજ અમૃત સમાન લાગે છે અમૃતાનુષ્ઠાનથી શુભ અને અશુભ ગતિ એ બે ગતિયો ટળે છે અને તે નક્કી મુક્તિપદ પ્રાપ્ત કરે છે અમૃત સ્વભાવ સુખ યોગે સાત ધાતુઓ ભેદાય છે અને તીર્થંકરોને બાલ્યાવસ્થાથી માંસ રક્ત વગેરે શ્વેત પ્રગટે છે જિનેશ્વરને અમૃતાનુષ્ઠાન યોગે પ્રભાવે આવી દશા નો આનન્દથી એક ખેતની પેઠે થાય છે ગૃહવાસમા જિનેન્દ્રોને અનન્તાનુબન્ધિ કષાયો નહિ હોવાથી તેઓ ભોગાવલી કર્મના ઉદયથી પુદ્ગલ ખેલને ખેલે છે તો પણ તેને સુખરૂપ ગણતા નથી તેઓ ચિત્તમા મેહ ઉત્પન્ન કરનાર એવા ભોગાવલી કર્મો જાણીને તેના સુખ બુદ્ધિવડે રાગાદિભાવે પરિણામ પામતા નથી અન્તર્દૃષ્ટિથી તેઓ ન્યારા રહે છે ગૃહસ્થાવાસમા અમૃતાનુષ્ઠાન મગ્ન તીર્થંકરો આત્માનો જ્ઞાન કે જે જે આલ્હાદ સુખ આદિ પર્યાયોરૂપ જાણે છે તે અનાદિ અનન્ત પોતાનામા રહ્યા છે એમ અવબોધીને તેઓ આત્માનન્દના શુદ્ધ પર્યાયરૂપ આત્મા

થિરા કાતા હો દષ્ટિ થાઈ, હોય આતમ અમૃત સમાન,
આત્મયોગ હુને અમૃતા, ગુણાન મભાપરા દષ્ટિ જાણુ ૧૨
ઉદયાગતિ વેઈ એપયે, પણ રાતા ન તાતા હોય,
યોગ શુભાશુભ ઉપજે, ખેદ રાગ નહિ કોય
જેહને અત ક્રિયા હુઈ, તે આતમા અમૃત સમાન, ૧૩
અશુભ હોઇ ગતિ તસ ટલી, તે નિશ્ચય લહે નિર્વાણ ૧૪

---

ઝીરે છે સજ્વન કપાય જ્યારે બાકી રહે છે અને જ્યારે અનન્તાનુ બધિ આદિ શેષ કષાયો ટળે છે ત્યારે જિનો સયમ અગી કાર કરે છે અને તેઓ અમૃતાનુષ્ઠાન સેવે છે આત્મદ્રવ્યના ગુણ પર્યાયોએ આત્મસ્વભાવ છે એમ નિશ્ચય કરીને તેને ધારણ કર અને પરપુદ્ગલાદિ દ્રવ્યોના પર્યાયો પરસ્વભાવ છે એમ જાણીને તેમાથી ચિત્તને દુર કર કે જેથી અમૃતાયોગાનુષ્ઠાન કે જે જ્ઞાનીઓને પ્રાપ્ત થાય છે તેની તને પ્રાપ્તિ થાય પોતાના આત્માના સ્વભાવમા રમણતા કરી એ ભાવદયા છે આત્મદ્રવ્યના સ્વદ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી જે જે અસ્તિ પર્યાયરૂપ ધર્મો છે તેનુ સરક્ષણ કરવુ તેના ઉપર આવેતુ કર્માવરણ દૂર કરવુ એ ભાવ અનુકમ્પા છે અમૃતાનુષ્ઠાન યો ગીને ભાવ અનુકમ્પા પ્રગટ છે તેથી તે તનમા રહેલા આત્મામા સ્થિર થઇ રહે છે અને પરપુદ્ગલ ભાવમા રાગદ્વેષ કરતો નથી શ્રીમદ્ દેવચદ્રજી મહારાજ પણ અધ્યાત્મ ગીતામા અધ્યાત્મ યોગીને અમૃતાનુષ્ઠાન સમોવતા છતા કયે છે કે—

સ્વગુણ રક્ષણા તેહ ધર્મ, સ્વગુણ વિધ્વસના તે અધર્મ
ભાવ અધ્યાત્મ અનુગત પ્રવૃત્તિ, તેહથી હોય સસાર છિત્તિ ૧

પોતાના આત્માના ગુણોનુ રક્ષણ કરવુ તે ધર્મ છે અને આત્માના ગુણોનો ઘાત કરવો તે અધર્મ છે આવા ભાવાધ્યાત્મની અનુગત

અમૃત સ્વભાવ સુખ આસિકા, સમધાતુ રસ ભેદ,
શ્વેત શામ લોહીત સહુઆ, એ જિનપદકુ ભેદ ૧૫
અનંત સબંધી દૂરે રહ્યા, ભેદે પુદ્ગલ ખેલ,
પૂરવભવના બંધથી, પણિ ન ગણે ચિત્તકો મેલ ૧૬
આલ્હાદને સુખ આસિકા, વાધ્યા પજ્જવ જેહ,
શુદ્ધ દ્રવ્યગુણ પજ્જવા, તિણે અનાદિ તુજ તેહ ૧૭

---

અમૃતાનુષ્ઠાન પ્રવૃત્તિથી સમાધિનો ઉદય થાય છે આવી ભાવાધ્યાત્મ ગતામૃત ક્રિયાથી મુનિવરો આ કાળમા સંસારમાંથી સર્વ કર્મના બંધનોથી મૂકાય છે અને આત્મામા રહેલા અપરંપાર આનન્દને પામે છે અમૃતાનુષ્ઠાની યોગી શુક્લધ્યાનવડે પોતાના આત્મામા સ્થિર થઇ જાય છે ત્યારે ક્ષાયિકભાવે આત્માની અનન્ત જ્ઞાન દર્શન ચારિત્રાદિ ઋદ્ધિયોને પામી પરમાત્મા થાય છે

શ્રી મણિચંદ્રજી મહારાજ અમૃતાનુષ્ઠાનનુ સ્વરૂપ દર્શાવીને તે અમૃતાનુષ્ઠાનમા સ્થિર રહેવા માટે પોતાને શિખામણ આપે છે કે હે આત્મન્ ! અનંત આત્માના શુદ્ધ ગુણ પર્યાયો ત્હારામા છે, ત્હારી પાસે છે એમ જાણીને બાહ્ય પુદ્ગલ પર્યાયોની સાધનાનો ત્યાગ કર મરણ કે પુદ્ગલ પર્યાયોને ભેગા કરતા અને તેમા રાચતા માચતા કોઇ કલ્યાણ થવાનુ નથી

અમૃતાનુષ્ઠાન યોગથી આત્મા અને પરમાત્માની એકતા થાય છે અને ઘોર પરિષહ સહન કરતા કોઇ જાતનુ દુઃખ વેદાતુ નથી ગજસુકુમાલ સ્કંધક સૂરિના પાંચસે શિષ્યો વગેરેને જે ઘોર પરિષહો થયા અને તેમા તેઓ સ્થિર રહ્યા તેનુ કારણ એ હતુ કે તેઓ અમૃતાનુષ્ઠાન યોગમા સ્થિર થયા હતા અમૃતાનુષ્ઠાન યોગી આત્માના ગુણ પર્યાયોનુ ધ્યાન ધરીને ગુણસ્થાનકે આરોહતો આરોહતો ધ્યાન

જવ સજલણા માહિકે, કર્મ રહે જવ જાણ,
તવ તે જિનાદિ સયમ લીએ, અમૃતયોગ અનુષ્ઠાન ૧૮
સ્વદ્રવ્ય શુદ્ધ ગુણ પજ્જવા, તે સ્વભાવ જિન રાખ,
પરદ્રવ્ય અશુદ્ધ ગુણ પજ્જવા, તેહ ભાવ ગુજ નાખિ ૧૯
ભાવ અનુકપા આપણી, આસ્તિક આતમ સ્વભાવ,
જે તનમે તે થઇ રહ્યો, ન ભજે પરગુણ ભાવ ૨૦

---

ક્રમે સર્વ કર્મ ખપાવીને કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે કેવલજ્ઞાની થઇને ભવ્ય જીવોને ધર્મ દેશના દેઇ અઘાતિક કર્મનો છેવટ નાશ કરીને શિવપુર સ્થાન પ્રાપ્ત કરે છે પચાનુષ્ઠાનનુ સ્વરૂપ આ પ્રમાણે શ્રી મણિચ ...એ ભવ્ય જીવોના હિતાર્થ પદમા રચ્યુ છે શ્રી મણિચદજી કહે છે કે આ પચાનુષ્ઠાનનુ સ્વરૂપ જે ભણે અને સાભળે તેનો ભાવાર્થ વિચારે અને તદ્દેતુ તથા અમૃતાનુષ્ઠાનને સેવે તે મગલ સ્થાનને પ્રાપ્ત કરે છે

શ્રી મણિચદજીએ ઉપરના પદમા પચાનુષ્ઠાનનુ સ્વરૂપ દર્શાવ્યુ છે તેનો ભાવાર્થ વિચારીને પોતાની સ્થિતિનો પ્રત્યેક મનુષ્યે વિચાર કરવો જોઇએ વિષ ગરલ અને અન્યોન્યાનુષ્ઠાનનુ સ્વરૂપ સમજીને તેનો વિવેક કરવો જોઇએ વિષગરલાનુષ્ઠાનના પરિણામ પોતાના આત્મમા વર્તે છે કે નહિ તેનો સ્વયમેવ પ્રત્યેક ભવ્ય મનુષ્યે વિચાર કરી લેવો ભવ્યજીવોએ ધર્માનુષ્ઠાનોમા થતા ક્રોધ માન માયા લોભ ...િ વિકથા મિથ્યાત્વ વિચાર આશા ભય ખેદ અને દ્વેષના ...રિણામોને વારવા પ્રીતિ અને ભક્તિથી કરેલા ધર્માનુષ્ઠાનો પોતાના ...ત્માની શુદ્ધિ કરે છે ગાડરીયા પ્રવાહની પેઠે ચિત્ત વિક્ષેપાદિ વડે ...તા ધર્માનુષ્ઠાનોથી જે ફળ મળવાનુ છે તે મળતુ નથી ધર્માનુ...નો ત્યાગ ન કરવો જોઇએ પરતુ ધર્માનુષ્ઠાનોમા થતા ...

જબ અમૃતમય આતમા, વાસ્યા યોગ અનુષ્ઠાન,
તબ તે તનમેં થઈ રહ્યો, ક્ષાયિકતણો નિદાન ૨૧

શુદ્ધ દ્રવ્ય ગુણ પજ્જવા, તાહરા તુજ કહું જોય,
આજ્જપર દ્રવ્ય પજ્જવા, તેહ સાધે સ્યું ન હોઈ ૨૨

---

દોષોનો પરિહાર કરવો જોઇએ જે મનુષ્યો ધર્માનુષ્ઠાનો કરવામાં દોષો થાય છે તે માટે ધર્માનુષ્ઠાનો ન કરવા એવો વિચાર કરીને ધર્માનુષ્ઠાનો સેવતા નથી તેના કરતા જે મનુષ્યો ધર્માનુષ્ઠાનો સેવે છે અને ધર્માનુષ્ઠાનો સેવતા જે દોષો લાગે છે તેનો પરિહાર કરવા પ્રયત્ન કરે છે, દોષો ટાળવાનો ખપ કરે છે અને ધર્માનુષ્ઠાનો સેવવા અત્યંત રૂચિ તથા પ્રવૃત્તિ કરે છે તેવા મનુષ્યો ધર્મ તત્ત્વના વિશેષ પ્રકારે આરાધક છે જે મનુષ્ય ધર્માનુષ્ઠાન સેવવાની રૂચિ ધારણ કરે છે પણ કર્મયોગે ધર્માનુષ્ઠાનને સેવી શકતો નથી તે મનુષ્ય ધર્મનો આરાધક છે પણ જે મનુષ્ય ધર્માનુષ્ઠાન કરવાની રૂચિ ધારણ કરતો નથી અને ધર્માનુષ્ઠાન સેવવાની પ્રવૃત્તિ પણ કરતો નથી તે વિરાધક છે પણ આરાધક નથી જે મનુષ્ય યોગ્ય એવું ધર્માનુષ્ઠાન સેવે છે તેમાં જે કંઈ દોષ લાગે છે તેની મનમાં દાઝ રાખે છે અને દોષોનો નાશ થાય એવી કાળજી રાખે છે તે મનુષ્ય આરાધક છે ધર્માનુષ્ઠાન સેવનાર શ્રીવીતરાગ દેવની આજ્ઞાનો વિચાર કરીને પ મા પડતો નથી અર્થાત્ પારકી પંચાતો કરવી, ટગ બખેલ નિંદા, પારકા મર્મ ખોલવા વગેરે દોષોને સેવતો નથી અને આત્માના ગુણોનો ઉપયોગ રાખીને ધર્મક્રિયામાં પ્રવૃત્ત થાય છે તે મનુષ્ય ધર્મની ક્રિયાનો આરાધક અવબોધવો ધર્માનુષ્ઠાનો સેવનારાઓએ કોઇની નિંદા ન કરવી જોઇએ, “ક્રિયાનુ અજીરણ નિન્દા” એ કહેવતના સારને હૃદયમાં ધારણ કરવો જોઇએ ધર્માનુષ્ઠાનવડે આત્મહિત કરવું જોઇએ, જે અનુષ્ઠાનો

# આત્મબળ (SPIRITUAL STRENGTH).

Have faith in the ultimate triumph of the evolution of the soul within you, which nothing can finally frustrate *

Mrs ANNIE BESANT

મનુષ્ય માત્ર દુખી થાય છે, તેનુ જો ખરૂ કારણ તપાસવા મા આવે તો આપણને જણાયા વગર રહેશે નહિ કે તે કારણ અજ્ઞાન છે મનુષ્યને પોતાની ખરી સ્થિતિનુ ભાન નથી, પોતાના આત્મબળનો ખ્યાલ નથી મનુષ્ય પોતે શરીર હોય તેમ વિચાર છે પોતે ઇંદ્રિયો હોય તેમ ધારે છે, પોતે મન હોય તેમ જાણે છે પોતે વાસનાઓ હોય તેમ માને છે પણ આ સર્વ અજ્ઞાનને લીધે છે પોતાનુ ખરૂ સ્વરૂપ ભૂલી જવાથી આ આત્માથી અતિરિક્ત વસ્તુઓ સાથે આત્મા પોતાપણુ આરોપે છે અને દુખી થાય છે દુખનુ પરમ કારણ જે આ અજ્ઞાન તે દૂર થાય, અને આત્માને પોતાના ખરા સામર્થ્યનુ ભાન આવે, તે માટે આ લેખ લખવાની પ્રવૃત્તિ થઈ છે

આપણે આપણી ચારે બાજુએ દિનપ્રતિદિન લોકોને એવા પ્રકારના શબ્દો બોલતા સાભળીએ છીએ કે 'કર્મમા લખ્યુ હશે તે

---

* તમારી અ દર રહેલા આત્માની ઉન્નતિનો વિજય છે એ બાબત મા શ્રદ્ધા રાખો કારણ કે છેવટે તે ઉન્નતિ મા રસ્તામા કોઈ પણ તમોને નિરાશ થઈ શકશે નહિ

લેખક—મણિલાલ નથુભાઈ દોશી બી એ અમદાવાદ

થશે ભાવી ભગવાન છે આપણા હાથમા કાઈ પણ નથી આત્મા
ના દરેક પ્રદેશમા અનત કર્મ વર્ગણા લાગેલી છે તે બધી શી રીતે
છુટે ? આવા નિરાશીનથી ઉદ્ગારો આપણી ચારે બાજુએ સાભ
ળીએ છીએ એટલુજ નહિ પણ આપણે પોતે પણ તેવાજ ઉદ્ગારો
કાઢીએ છીએ નિરાશાવાચક । નાગી જનને આ આગમ પુરુષ અને
તારી ખાતરી થશે કે તુ પણ તેમાનો એક છે આ બધુ સદ્જ્ઞાનની
ખામી સૂચવે છે ખરૂ તત્વ સમજનારની ખામી એજ આવા
॥ અધકારનુ કારણ છે પણ હવે આપણે ઉપરના કથનનુ સત્ય
તપાસીએ ખરી વાત છે કે આત્માના પ્રદેશોમા અનત કર્મની વર્ગણા
લાગેલી છે પણ તે સાથ આ વાત પણ ખરી છે કે તે કર્મને
બાધનાર તેમજ છોડનાર આપણો પોતાનોજ આત્મા છે જે પ્રકાર
ભાગીનુ પાત્ર બનાવી શકે છે તે પ્રકાર તે ભાગી પણ શકે છે
આપણી આસપાસ બેડી નાખનાર આપણે પોતેજ છીએ પણ તે
તોડવાનુ સામર્થ્ય પણ આપણા પોતાનામાજ છે

આપણામા કેટલુ બળ છે તેનો પ્રથમ આપણે ખ્યાલ લાવવો
જોઈએ તીર્થંકરો કરી ગયા વિચારી ગયા અને પામી ગયા તે કર
વાનુ વિચારવાનુ અને પામવાનુ સામર્થ્ય આપણામા છે **અપ્પા સો
પરમપ્પા** ' આત્મા એજ પરમાત્મા એ સતોનુ વાક્ય આપણને
બેધડક જણાવે છે કે પરમાત્મપદ પામવાનુ આપણામાં બળ છે-
શક્તિ છે તીર્થંકરો પણ પ્રથમ આપણા જેવા સામાન્ય મનુષ્યો
હતા તે વાતની કોઈથી ના પાડાય તેમ નથી તેમના પૂર્વ ભવો
વાંચો એટલે તમારી ખાત્રી થશે કે તેમનામા પણ આપણા જેટલીજ
ખામીઓ ભરેલી હતી છતા આત્મબળમા વિશ્વાસ રાખી પુરુષાર્થ
કરી કેવળજ્ઞાન પામી શક્યા તેમ જો આપણે પણ તેમને પગલે ચાલી
આત્મશક્તિમા શ્રદ્ધા રાખી આગળ વધવા કમર કસીશુ તો તે જ

પદ પામી ગયા તે પદ અવશ્ય પામીશુ આમા કાઇ પણ અશક્ય અથવા અસાધ્ય નથી જો આ બાબતમા કાઇ પણ ખામી લાગતી હોય તો તે આ બાબતના **જ્ઞાનને અનુભવમા મકવાની છે.** સ્વાનુભવ દર્પણમા યથાર્થ કહ્યુ છે કે—

> જીનવર ને શુદ્ધાત્મમા કિંચિત્ ભેદ ન જાણ
> એહજ કારણ મોક્ષનુ ધ્યાઇ લ્યો નિરવાણ
> જીન જેવો નિજ આત્મા નિશ્ચય ભેદ ન રંચ
> એજ સાર સિદ્ધાન્તનો, છોડો મત્ત પ્રપંચ

જીનેશ્વરના આત્મામા અને આપણા આત્મામા એક રતિ માત્ર પણ ફેર નથી બન્ને સ્વરૂપમા એક સરખા છે એકની શક્તિ વ્યક્ત-પ્રગટ થઇ છે ત્યારે બીજાની શક્તિ તિરોહિત-ગુપ્ત છે જો કાંઇ પણ ફેર હોય તો તે એટલોજ છે કે આપણે આપણી આત્મશક્તિઓને શ્રી જીનેશ્વરની માફક પ્રગટ કરવાને પુરતો પ્રયત્ન કર્યો નથી

આપણે આ બાબત એક બે ટુંક દ્રષ્ટાન્ત આપી પુરવાર કરીશુ એક સિંહના બચ્ચાની મા મરી ગઇ અને તે ભોગજોગે બકરાના ટોળા વચ્ચે ઉછર્યું ને પોતાને બીજા બકરાઓ સમાન ગણવા લાગ્યુ તેની બધી આદતો પણ બકરા સમાન થઇ ગઇ એક દિવસ વનમા તે બધા બકરા તે સિંહના બચ્ચા સાથે ચરતા હતા, તેવામા એક સિંહ આવી પહોંચ્યો તેને જોઇ બધા બકરાઓ નાસવા માડયુ તેની સાથે આ સિંહના બચ્ચાએ પણ નાસવા માડયુ પણ થોડેજ દૂર જઇ સિંહની સ્વાભાવિક ટેવને અનુસરી પાછુ જોયુ તરતજ તેને જણાયુ કે જે પ્રાણીથી હુ નાસુ છુ તે પ્રાણી દેખાય છે તો મારા જેવુ તો પછી હુ શા સારૂ નાસવુ ? એમ વિચારી તે સિંહથી ડર્યુ નહિ ધીમે ધીમે તે સિંહની પેઠે વર્તવા લાગ્યુ, અને આખરે **પોતે સિંહ છે** એમ તેને ભાન થયુ આવીજ સ્થિતિ આપણી પોતાની થઇ છે સિંહના

બચ્ચાની મૂર્ખાઈ ઉપર ભલે આપણે હસીએ, પણ આપણે પણ આપણો ખરો વારસો ભૂલી ગયા છીએ આપણી દિવ્યતાનુ આપણને સ્મરણ રહ્યુ નથી તેથી આપણે પામર મનુષ્યની માફક વર્તીએ છીએ પણ બચ્ચાઓ ! આજથી આ પળથી તમારા મનમા વિચારો તમારા આત્માની સાક્ષીએ અંગીકાર કરો કે તમે શરીર નથી તમે તે ઇંદ્રિયો નથી તેમ તે વાસનાઓ નથી તમે તે મન પણ નથી પણ એ બધાને ગતિમા મૂકનાર બધાના રાજા અનંત જ્ઞાન શક્તિ તમે સચ્ચિદાનંદમય છો

શરીર બળને વાસ્તે આખી દુનિયામા નામના કાઢનાર 'કળિયુગનો ભીમસેન' એ ઉપનામને પાત્ર થએલ કમળની પહેલવાન સેન્ડો, જ્યારે દશ વર્ષની વયનો હતો ત્યારે પોતાના પિતા સાથે રોમનુ મ્યુઝીઅમ—પ્રદર્શન જોવા ગયો હતો ત્યા પ્રાચીન સમયના કદાવર મહાન યોદ્ધાઓના બાવલા જોઈ તે આશ્ચર્ય ચકિત થઈ તેના પિતાને પૂછ્યુ પિતાજી ! આ કોના પૂતળા છે ? આવા પુરૂષો ક્યા વસતા હશે ? તેના પિતાએ ગંભીરતાથી જવાબ વાળ્યો, 'વિષ પુત્ર ! આવા પુરુષો હાલમા નથી આ તો પ્રાચીન રોમન લોકોના પૂતળા છે' આ શબ્દો સાંભળી તે બોલી ઉઠ્યો 'પિતાજી ! શુ પણ તેમના જેવા જોરાવર ન થઈ શકીએ ? આ વિચાર તેના મનમા ઘોળાવા લાગ્યા તેણે તે દિવસથી શરીરના જુદા જુદા વિભાગને બળવાન બનાવવા તથા રોમન વિદ્યાનો અભ્યાસ કરવાનો આરંભ કર્યો અને જુદા જુદા અવયવોને કેવી રીતે તાલીમ આપી શકાય તેના માર્ગો શોધી કાઢ્યા અને અત્યારે આખી સુધરેલી દુનિયામા શારીરિક બળમા પ્રથમ તરીકે તે ગણાય છે આ બનાવનુ કારણ શુ ? કારણ બીજુ કંઈ નહિ પણ તેનુ આત્મિક બળ હતુ તેને પોતાની શક્તિમા વિશ્વાસ હતો અને તેથી જ આવુ અસાધારણ કામ કરી

શકશો જો આવો મનુષ્ય જેની ઇચ્છાશક્તિ આટલી બધી વૃદ્ધિ પામેલી છે તે પોતાનુ બળ ધર્મ કામમા વાપરે તો ત્યા પણ તેટલોજ વિજય મેળવે " कम्मे सूरा ते धम्मे सूरा " જે કાર્યમા શૂરવીર હોય છે તે ધર્મમા પણ તેટલાજ શૂરવીર માલમ પડે છે આનુ જો કારણ તપાસીએ તો આપણને જણાશે કે તેઓએ પોતાની દૃઢ ઇચ્છાશક્તિ અથવા સકલ્પ બળ ખીલવ્યુ છે આત્માની અનતશક્તિ આગળ કશુ અસાધ્ય નથી આ બાબતને સમર્થન કરતા શ્રી શુભચદ્રાચાર્ય જ્ઞાનાર્ણવમા લખે છે કે—

*अहो ऽनन्त वीर्यो ऽयमात्मा विश्वप्रकाशक* ॥
त्रैलोक्य चालयत्येव ध्यानशक्ति प्रभावत ॥ २ ॥

આ વિશ્વને પ્રકાશ કરનાર આત્માની શક્તિ અનત છે પોતાની ધ્યાનશક્તિ દ્વારા તે ત્રણ ભુવનને ચલાવવાને સમર્થ છે

બધુઓ ! કાઇ ખ્યાલ આવે છે કે ? આત્મામા ત્રણ ભુવનને ચલાવવાનુ બળ રહેલુ છે પણ તે ... તિરોહિત છે—ગુપ્ત છે અવ્યક્ત છે અપ્રકટ છે પણ તમારી અદર તે છે હવે તે પ્રકટ કરવાને શા પ્રયત્નો કરવા તે વિચારવાનુ છે કારણ કે તે પ્રશ્નના જવાબ ઉપર આ લેખની સાર્થકતા છે

પ્રથમ તો તમારી ઇચ્છાશક્તિ દૃઢ કરો નાની નાની બાબતોમા તમારી ઇચ્છાશક્તિ દૃઢ કરવાને નિશ્ચય કરો, દાખલા તરીકે સવારમા પાચ વાગે ઉઠવાનો નિશ્ચય કરો બીજે દિવસે બરોબર પાચ વાગે ઉઠો આ વખતે તમારૂં શરીર તમને અતરાય રૂપ થશે, તમને આળસ આવશે, સવારની ઠડી પવનની લહેર તમને પથારીમા પડ્યા રહેવાનું સૂચવશે પણ તે બધી બાબતો તરફ બેદરકાર રહી તમારા દૃઢ નિશ્ચયને વળગી રહો, અને બરાબર તમે મુકરર કરેલે વખતે ઉઠો તમે

પાચને બદલે સવાપાચે ઉઠો તો તેમા કાઇ નુકસાન નથી પણ
એકવાર પાચ વાગે ઉઠવાનો નિશ્ચય કર્યા પછી સવાપાચે ઉઠવુ તે
દૃઢ નિશ્ચયને તોડનાર રૂપ છે તે તમારી દૃઢ ઇચ્છાશક્તિને નરમ
પડવા સમાન છે માટે નિશ્ચય કર્યા પછી ડગશો નહિ

કોઈ પણ બાબતનો નિશ્ચય કર્યા પછી તેમાં જો ભૂલ લાગે તો
તે ફેરવવાનો તમને હક છે પણ તે વિચારપૂર્વક જ થવુ જોઇએ
પણ સહેજ અતરાય આવતા સહેજ મુસ્કેલી પડતા તમારા નિશ્ચયનો
ત્યાગ કરવો એ ઇચ્છાશક્તિને મારી નાખવા સમાન છે

સવારમાં ઉઠવાનો આ એક નિયમ કહ્યો પણ એવા ઘણા
નિયમ જણાવી શકાય આપણા શાસ્ત્રમા જે ચૌદ નિયમો કહ્યા છે,
અને તે દરેક શ્રાવક અથવા શ્રાવિકાએ સવારમા અગીકાર કરવા
જોઈએ આખો દિવસ પાળવા જોઇએ અને તે બરોબર પળાયા છે
કે નહિ તેની રાત્રિએ તપાસ કરી જવી જોઇએ—તે નિયમો પણ
ઉપરનો હેતુ ધ્યાનમા રાખી પાળવામા આવે તો ઘણો લાભ
મેળવી શકાય

આ નિયમોનો હેતુ સમજી પાળનાર મનુષ્ય અપ્રમત્ત થયા વિના
રહે જ નહિ અને શ્રી વીરપ્રભુએ ગૌતમને આપેલો ઉપદેશ—હે ગૌતમ!
એક ક્ષણવાર પણ પ્રમાદ કરીશ નહિ યથાર્થ રીતે તેમણે પાળેલો
કહી શકાય

અમુક બાબત જે આપણે કરવા માગતા હોઇએ તે બાબતનો
પ્રથમ તો દૃઢ વિચાર કરવો તે બાબતનુ મનન કરવુ ને બાબતનુ
ધ્યાન કરવુ તે બાબતમા તલ્લીન થઈ જવુ આવુ પરિણામ એ
આવશે કે તે વિચારો અનુસાર આપણે આપણું વતન ચલાવી
શકીશુ મનુષ્ય જેવુ ધ્યાન કરે તેવો થાય છે શાસ્ત્રમા કહેલુ છે કે
ઇયળ ભમરીનુ ધ્યાન કરતાં ભમરી થઈ ઉડી જાય છે મનુષ્ય એ

વિચારની કૃતિ છે'—અથવા મનુષ્યના ચરિત્ર ( character ) નો આધાર મોટે ભાગે તેના વિચાર પર રહેલો છે

પ્રથમ મનુષ્ય અમુક કામ કરવાનો વિચાર કરે છે, તે વિચારને બીજા તેવાજ પ્રમારના વિચારો કરી ધીમે ધીમે તે પુષ્ટિ આપે છે તે વિચારો ઘટ્ટ થતા જાય છે તે વિચારોનુ પ્રાબલ્ય વધતું જાય છે જ્યારે વિચારોનુ જોર ઘણુજ વધી પડે છે, ત્યારે તે વિચારો કાર્ય રૂપે પરિણમે છે તે તે મનુષ્યે સારી બાબતોના વિચારોનુ પોષણ કર્યું હોય છે તો સારૂ કાર્ય થવા પામે છે, અને જો ખરાબ બાબત સબધીના વિચારોને તેણે ઉત્તેજન આપ્યુ હોય છે તો પરિણામ પણ ખરાબ કાર્યમા આવે છે વિચારનુ કેટલુ બળ છે તેનો હજુ આપણને ખ્યાલ પણ નથી પણ તે એક એવી શક્તિ છે કે જેનો સદુપયોગ કરવાથી મનુષ્ય ધારે તેવો પોતાને બનાવી શકે છે યોગ-સારમા કહ્યું છે કે—

यदा ध्यायति यद्योगी याति तन्मयतां तदा।
ध्यातव्यो वीतराग स्तन्नित्यमात्मविशुद्धये ॥ १ ॥

જ્યારે યોગી જેનુ ધ્યાન કરે છે ત્યારે તે તદ્દરૂપ બને છે, માટે જો આત્માની વિશુદ્ધિ કરવી હોય તો વિશુદ્ધિ સ્વરૂપી વીતરાગનું ધ્યાન કરવુ

માટે જે સ્વરૂપ તમારે મેળવવુ હોય અથવા જે રૂપ તમારે થવુ હોય તેનુ ધ્યાન કરવુ આવશ્યક છે તમે જો જરા બારીક વિચાર કરશો તો તમારી બાહ્ય સ્થિતિ પણ તમારા માનસિક વિચારોનુ પરિણામ છે એમ જણાયા વગર રહેશે નહિ મન તથા શરીરને નિકટનો સબધ છે, તથા મગજ તથા શરીરનો સબધ નજીકનો છે, એ પાશ્ચાત્ય શાસ્ત્રીઓએ તેમજ પૂર્વના ગ્રન્થોએ બહુ સારી

રીતે પૂરવાર કર્યું છે મનની શરીર ઉપર અસર થાય છે, તે તો એટલુ બધુ ખુલ્લુ છે કે તેને સાબીત કરવાની પણ જરૂર જણાતી નથી ઘણા ચિતાતુર મનુષ્યોને શરીરે સુકાઇ જતાં આપણે નજરે જોઇએ છીએ જ્યારે મનુષ્ય ઉદાસ હોય છે, ત્યારે તેને ખાવાપર રુચિ થતી નથી તે વખતે આનદ આપનારા બનાવો પણ અરુચિકર લાગે છે ક્રોધ મનુષ્યના મુખપર જણાઈ આવે છે અને તેના લોહીને વિકારી બનાવે છે જેથી તે ક્રોધી મનુષ્ય હમેશ રોક જેવો રહે છે એક મનુષ્ય પોતાના મિત્રો સાથે આનદમાં બેઠો હોય છે તેવામા તેનુ વહાણુ ડુબી ગયાના સમાચાર મળે છે તરતજ તે વિચાર તેના મગજમા દાખલ થાય છે, અને પાચ મીનીટમા તો તેના આખા શરીરનો રગ બદલાઇ જાય છે કોઇ કોઈ વાર તો આવા કોઇ મોટા પ્રસગે તે મનુષ્યના કાળા વાળ ધોળા થઇ જતા જણાય છે તેજ પ્રમાણે કોઇ સુખદ સમાચાર સાભળતા ઘણા દિવસના માદા પડેલા દરદીઓ એકાએક પથારીમાથી સાજા થઇ ઉઠયાના સમાચાર પણ આપણે જોઇએ છીએ અને સાભળીએ છીએ

આ ઉપરથી એ પ્રત્યક્ષ રીતે સિદ્દ થાય છે કે વિચારની શરીરપર ભારે અસર થાય છે કેવળ શરીરપર નહિ પણ બાહ્ય સજોગોપર પણ અસર થતી આપણે જોઇએ છીએ. જેવી પરિસ્થિતિનો આપણે વિચાર કરીએ છીએ તેવી પરિસ્થિતિ—બાહ્ય સજોગો વહેલા કે મોડા આપણને મળી આવ્યા વગર રહેતા નથી જો આપણો નિશ્ચય બહુજ દૃઢ હોય તો આ ભવમા ને આ ભવમા આપણી ભાવના સિદ્દ થાય છે જેમ વિચારો વધારે ચોક્કસ, એકાગ્ર અને મજબુત તે પ્રમાણમા તે વિચારોનુ ફળ વધારે શીઘ્ર આવે છે

આત્માની શક્તિઓ પ્રકટ થાય તે માટે તેમને જાગ્રત કરી આપવી, એ પણ આપણું કર્તવ્ય છે આત્માની શક્તિઓ આ જગ

તેમા પ્રકટ કરવાને જે સાધનો છે, તેમાનુ મુખ્ય સાધન આ આ પણ શરીર છે આ શરીર જેમ બને તેમ નિરોગી શુદ્ધ આત્માનો પ્રકાશ ગ્રહણ કરી શકે તેવુ મજબુત અને સૂક્ષ્મ refined પરમાણુોનુ બનેલુ હોવુ જોઇએ કારણ કે " sound mind can exist only in a sound body " 'તદુરસ્ત શરીરમાંજ તદુરસ્ત મન રહી શકે ' જ્યારે મનની શક્તિઓને બરાબર પ્રકટાવવાને પણ તદુરસ્ત શરીરની જરૂર છે તો પછી આત્મબળ પ્રકટ થાય તે માટે કેટલા બધા શુદ્ધ શરીરની આવશ્યકતા છે તે તો કહ્યા વિના પણ સમજાય તેવી બાબત છે જ્યારે મનુષ્ય એકાગ્રતા શિખે છે, જ્યારે મનુષ્ય મનને એક લક્ષ્ય બિન્દુ ઉપર સ્થિર કરતા શિખે છે, ત્યારે તે મનની શક્તિ અનતગણી વધે છે સરોવરના પાણીમા કાંઇ પણ બળ નથી, પણ તે પાણી જ્યારે સંચાવડે નળીમા આવે છે ત્યારે તેનુ બળ એટલુ વધે છે કે કાચી પોચી નળી હોય તો તે તૂટી જાય છે તેમ જ્યારે ધ્યાનવડે આ મગજમા એકાગ્ર મનની અમર થવા માડે છે, ત્યારે તે એટલી તો જબર હોય છે કે કાચુ પોચુ મગજ અથવા કાચુ પોચુ શરીર તૂટયા વિના રહે નહિ માટે આત્મશક્તિ ખીલવવા ઇચ્છનારે પ્રથમ શરીરને પણ ખીલવવુ જોઇએ ધ્યાન કે યોગનો અભ્યાસ કરનારને ચેતવણી રૂપે કહેવાની જરૂર છે કે તમે ધ્યાન કે યોગનો અભ્યાસ કરવા માડો તે પહેલા તમારા શરીરને બરાબર કેળવો તેને શુદ્ધ બનાવો તેના પરમાણુઓને પવિત્ર બનાવો આ વાસ્તે નિયમિત આહાર વિહારની ઘણી જરૂર છે શરીરની શુદ્ધિ સારૂ બ્રહ્મચર્ય એ ઉત્તમ રસાયન છે તમે ગમે તેટલી માત્રાઓ ખાધી હોય કે રસાયનનુ સેવન કર્યું હોય પણ જ્યા સુધી તમે બ્રહ્મચર્યરૂપી રસાયનનુ સેવન નથી કર્યું ત્યા સુધી ઉત્તમ તાકાદ મેળવવાના તમારા બધા માર્ગો વિફળ છે નિયમિત કસરતની પણ શારીરિક બળ વાસ્તે એટલીજ જરૂર છે

કસરતથી આળસનો ત્યાગ થાય છે લોહી શરીરમા વધારે ઝડપથી ફરવા માડે છે શરીરમાનો મેલ પરસેવારૂપે બહાર નીકળે છે, અને ભૂખ પણ સારી લાગે છે, અને આ રીતે શરીર ઘણું મજબૂત અને નિરોગી બને છે ભગવદ્ગીતામા આ સબધમા લખેલુ છે કે-જે અતિ ખાતો નથી તેમ ભૂખ્યો પણ રહેતો નથી જે વધારે જાગતો નથી તેમ વધારે ઉઘતો પણ નથી જે આહાર વિહારમા નિયમિત અને મધ્યમસર છે તે દુખનો નાશ કરનારા યોગને વાસ્તે લાયક બને છે માટે શરીરને બરાબર કેળવો શરીર તમારુ સ્વામી ન બની એ બાબત ધ્યાનમા રાખજો પણ એ શરીર એ ધર્મનું પ્રથમ સાધન છે એ બાબત પણ ભૂલી જતા ના માટે "ઇચ્છાનો રોધ" એ તપની વ્યાખ્યા સ્મરણમા રાખી યથાશક્તિ શરીરને કાબુમા રાખતા શિખવુ પણ શરીરને અતિ કષ્ટ આપી મારી નાખવુ નહિ આ બને એકદેશીય માર્ગનો ત્યાગ કરી આ તેમજ બીજી અનેક બાબતમા મધ્યમ માર્ગ ગ્રહણ કરવો

આ પ્રમાણે બ્રહ્મચર્ય કસરત યોગ્ય તપશ્ચર્યા તેમજ આરોગ્યવિદ્યાના નિયમોનુ પાલન—આ સવથી શરીરને આત્મિક પ્રકાશ તથા મનની શક્તિઓ પ્રગટ કરવાને યોગ્ય સાધન બનાવવુ એ ઘણુ જરૂરનુ છે

પણ આટલેથી અટકવાનુ નથી હજુ આ તો પ્રથમ પગથિયુ છે ગમે તેટલી શરીરશુદ્ધિ કરવામા આવે તો તેથી પણ આત્મોન્નતિ થઈ શકે નહિ પણ આત્મોન્નતિના વિકટ માર્ગમા આ શરીર અંતરાયરૂપ ન થાય તે માટે તેને બરાબર કેળવવાના કામની આવશ્યકતા કોઈથી ના પાડી શકાશે નહિ

હવે આપણે મન તરફ દૃષ્ટિ ફેરવીએ મન શરીરની અપેક્ષાએ શરીરનુ શેઠ છે—સ્વામી છે પણ આત્માની અપેક્ષાએ મન પણ

નોકર છે આત્માનું સાધન છે રાજાનો પુત્ર બાલ્યાવસ્થામાં હોય, અને રાજકારભાર તેને ચલાવતા ન આવડતો હોય ત્યારે જેમ પ્રધાન બધી સત્તા પોતાના હાથમાં લે છે તેમ આત્માની બાલ્યાવસ્થામાં—અજ્ઞાન દશામાં મનરૂપી પ્રધાને આખા શરીર રૂપી રાજ્યતંત્રની લગામ પોતાના હાથમાં લેઈ લીધેલી છે રાજા તો કાંઈ હિસાબમાં પણ ન હોય તેવી સાર્વભૌમસત્તા મન ચલાવી રહ્યું છે પણ જેમ રાજકુંવર મોટો થતા પ્રધાન પાસેથી રાજ સત્તા માગી લે છે, અને તે વખતે ઘણા દિવસથી ખાઈ ગએલો પ્રધાન એકાએક તેને તે આપવા આનાકાની કરે છે તેજ પ્રમાણે આ મન રૂપી પ્રધાને સત્ત સામંતો વગેરેને વશ કરી લીધેલા છે અને જ્યારે આત્મારૂપી રાજા પોતાના હાથમાં સત્તા લેવા માગે છે, ત્યારે તે પણ એકદમ આનાકાની કરે છે પણ તેથી રાજાએ જરા પણ ગભરાવું નહિ કારણ કે રાજાને—આત્માને પોતાના સામર્થ્યનું ભાન આવ્યું છે અને ગમે તેટલા લાંબા વખત સુધી સત્તા ભોગવી હોય છતા છેવટે તે આત્માનું નોકર છે હે આત્મન્ ! તું હવે જાગ્રત થા ! તે ઘણી વાર સુધી ગફલતમાં—પ્રમાદમાં કાળ ગુમાવ્યો છે પણ હવે પ્રમાદ ન કર ! ઉઠ જાગ્રત થા ! આ મન રૂપી પ્રધાન પાસેથી તારી સત્તા લેઈ લે ! તારો દિવ્ય હક છે તે તેને જણાવ ! અને જરૂર તે તને વશ થશે તારી આજ્ઞા પ્રમાણે ચાલશે થોડો વખત તે ખ ચડે તો ફિકર નહિ તારૂ બળ અજમાવ

હે આત્મન્ ! મનને પોતાનું કશું બળ નથી જે બળ તેનામાં હોય તે તારૂં પોતાનું છે જેમ ચંદ્ર સૂર્યના પ્રકાશથી ચળકતો દેખાય છે, તેમ આ મનનું જે કાંઈ બળ હોય તે તારૂં જ છે માટે ફકીરના લીધેલા બળ કરતા સ્વાભાવિક બળમાં વિશેષતા હોય એ વાત સત્ય છે માટે તારૂં સ્વભાવિક બળ અજમાવ. મન જરૂર તારે વશ

કોઈ કામ વારવાર કરવાથી કોઈ પણ કામ કરવાનો મહાવરો
પાડવાથી આપણને તે કામ કરવાની ટેવ પડે છે તે કામ કરવુ એ
આપણું સ્વાભાવિક વપણુ થઇ રહે છે habit is second
nature ટેવ એ મનુષ્યનો બીજો સ્વભાવ છે ' આ વાક્ય પણુ
આ વિચારને પુષ્ટિ આપે છે આ નિયમ લક્ષમા રાખી જો આપણે
આપણા મનને કાબુમા રાખવાનો અભ્યાસ પાડીશુ તો તે કામ પણુ
આપણે કરી શકીશુ આત્માની શક્તિઓ આ મનદ્વારા પ્રકટ થાય
તે માટે તેને સયમમા લાવવાની જેટલી જરૂર છે, તેટલી તે મનને
પવિત્ર બનાવવાની જરૂર છે દીવાની આસપાસની ચીમની મેલી
હોય અથવા ડાઘાવાળી હોય અથવા કાળી હોય તો તે દિવાનો
પ્રકાશ તે ચીમનીદ્વારા બરાબર પ્રકટ થઈ શકતો નથી સૂર્ય ગમે
તેવો ગોળ હોય છતા કલ્લોલવાળા અને ડહોળાએવા જળવાળા
સરોવરમા તેનુ પ્રતિબિબ ગોળ પડી શકતુ નથી પણુ કકડારૂપે પડે
છે અર્થાત્ તે સૂર્યના અનેક કકડા થયા હોય એવુ ચિત્ર સરોવરમા
ભાસે છે આ સૂર્યના પ્રકાશ અથવા દીપકની જ્યોત તેની આત્માની
સ્થિતિ છે સરોવર શાન્ત અને તરગ રહિત થયે સૂર્યનું તેજ બરોબર
તેના પર પડે છે, તેમ મન શાન્ત અને વિવિધ વિકારોથી રહિત
થયે આત્મજ્યોતિ તેપર પડી પ્રકટી નીકળે છે ચીમની સાફ હોવાથી
દીપકનું નિર્મળ તેજ બરાબર પ્રકટી નીકળે છે તેમ મન પવિત્ર—શુદ્ધ
થયે આત્મ તેજ તે દ્વારા ઝળકી ઉઠે છે માટે આ ઉપરથી એ સિદ્ધ
કરે છે કે આત્માનુ બળ પ્રકટ કરવાને માટે મનનો સયમ તથા
મનની નિર્મળતા એ ઘણી અગત્યની બાબત છે

આ સયમને વાસ્તે ઉત્તમ સાધન મનની એકાગ્રતાનો અભ્યાસ
પાડવાની ટેવ છે કોઇ પણ વસ્તુ પ્રયત્ન કર્યા વિના મળતી નથી
તો મન. સયમ જેવી દુષ્કર વસ્તુ પણ તે વાસ્તે સખ્ત પ્રયત્ન કર્યા

વિના મજે નહિ પણ ભૂતકાળમા અનેક મહા પુરૂષો તે કામ કરી શક્યા છે, અને તેઓએ વિજય મેળવ્યો છે હાલ પણ થોડે ઘણે અશે તે બાબતના અભ્યાસીઓ વિજય મેળવે છે તો આપણે પણ તે બાબતનો પ્રયત્ન કરીશુ તો અવશ્ય તે કામ સિદ્ધ કરીશુ મનની નિર્મળતા માટે તો એટલા બધા સાધનો છે કે જે આખ ઉઘાડીને જુવે તેને જણાયા વગર રહેશે નહિ શાસ્ત્રોનો અભ્યાસ, સત્સમાગમ, કોઇ મહાન્ પુરૂષના ગ્રન્થોનો બારીક અભ્યાસ, સદ્ગુણનુ ધ્યાન વગેરે અનેક સાધનો છે વિષય બહુ લાબો થઇ ગયો છે, છતા આ મનની નિર્મળતાને માટે એક ઘણી ઉપયોગી સૂચના આપ્યા વગર રહી શકાતુ નથી

તમારા આત્માને ઉન્નત બનાવે તેવા, અને મનને શાન્તિ આપે એવા કેટલાક સદ્ગુણોની એક નોંધ તૈયાર કરો તેમાથી એકાદ સદ્ગુણ લે ઈ પ્રાત કાળમા તેનુ ધ્યાન ધરો તે સદ્ગુણ ઉપર એવી ભાવના કરો કે તે સદ્ગુણ તમારા મનના એક વિભાગ રૂપ થઈ રહે તે સદ્ગુણની અસર તમારા ઉપર વ્યાપી રહેલી જોઇએ તે પછી આખા દિવસમા તે સદ્ગુણ પ્રમાણે ચાલવાને પ્રયત્ન કરો દર રોજના જીવન વ્યવહારમા તે સદ્ગુણ પ્રમાણે તમારૂ વર્તન ચલાવો રાત્રે સુતી વખતે તમે કેટલા અશે તે સદ્ગુણને અમલમા મુકવા શક્તિમાન થયા હતા, તેનો વિચાર કરો તે સદ્ગુણને અમલમા મુકતા ની અડચણો નડી હતી તેનો ખ્યાલ લાવો, તમારી કયા ભૂલ થઈ હતી તે વિચારો, અને મન સાથે તેવી ભૂલ ફરીથી નહિ કરવાનો દૃઢ નિશ્ચય કરો આ રીતે એક અઠવાડીયુ અથવા પદર દિવસ અથવા એક માસ સુધી તે સદ્ગુણ પ્રમાણે ચાલો, તે પછી બીજા સદ્ગુણને હાથમા લ્યો બીજો સદ્ગુણ જ્યારે અમલમા મુકતા હો, ત્યારે પ્રથમ સદ્ગુણને વિસરી જવાનો નથી પણ મનમા તે વખતે મુખ્યતા બીજા

સદ્ગુણને આપવી. આ રીતે સદ્ગુણોનુ ધ્યાન કરવાથી સારા વિચારોની આકૃતિઓ ( thoughtforms ) આપણી આસપાસ રમશે. આપણને સારા કામો કરવાને ઉત્તેજન આપશે અને આપણું મન નિર્મળ શુદ્ધ અને પવિત્ર થશે આ હેતુથીજ જૈનધર્મમાં ચાર ભાવનાઓ અને બાર ભાવનાઓ ભાવવાનુ ફરમાવેલુ છે આવી ભાવનાઓ ભાવવાથી અથવા તો પ્રેમ, વિવેક સંતોષ, ક્ષમા, સત્ય, સમભાવ, નમ્રતા, મનની સમાધાનતા વિગેરે ગુણોનુ ક્રમસર ધ્યાન કરવાથી જ્યારે મન નિર્મળ થશે ત્યારે આત્મજ્યોતિને તે નાશ પ્રગટતા વાર પણ લાગશે નહિ અને આત્માની શક્તિઓ ધીમે ધીમે પ્રકટ થવા માંડશે

વ્હાલા બન્ધુઓ ! આ રીતે તમારી જે શક્તિઓ ખીલે તેનો તમે સદ્ઉપયોગ કરતા રહેશો તો ધીમે ધીમે વિશેષ શક્તિઓ ખીલતી જશે, અને છેવટે જે પદ ઉપર તીર્થંકરો અને અર્હંતો ઉભેલા છે તે પદ પામવાને તમે લાયક અધિકારી બનશો તેવા ઉચ્ચપદને વાસ્તે સર્વે આત્માઓ લાયક બનો અને આત્મબળમા વિશ્વાસ રાખી તે પદ પામવાને વાસ્તે યોગ્ય માર્ગ ગ્રહણ કરતા થાઓ, એવી અંતઃકરણની શુભ ભાવના સાથે આ પ્રસ્તુત લેખ સમાપ્ત કરતા એટલુંજ જણાવવાનું કે —

' Work out your own salvation for you are a lamp unto yourself '

તમારો મોક્ષ તમે જાતેજ સાધવાને પ્રયત્ન કરો કારણ કે તમારા આત્માને દીપક તમે પોતેજ છો પુરુષાર્થ કરો અને આ ભવમા નહિ તો આવતા ભવમા જરૂર તમે ઉચ્ચપદ પામશો અને આ માર્ગ ચાલવાનો જે પથ તમે નિશ્ચય કર્યો તે પથને ધન્યવાદ આપ્યા વિના રહેશો નહિ

સમાપ્ત.

# શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા અવશ્ય વાંચો.

મજકુર ગ્રંથમાળામાં નીચના ગ્રન્થો પ્રગટ થયેલ છે, જે વાંચી મનન કરી, તમારા આત્માને ઉચ્ચ શ્રેણીએ ચઢાવો ગુરૂશ્રીની લેખનશૈલી-માધ્યસ્થદ્દષ્ટિવાળી હોવાથી દરેક ધર્માવલંબીઓ તેને પ્રેમપૂર્વક વાંચે છે દરેક ગ્રન્થોમાં વિશેષે કરીને અધ્યાત્મજ્ઞાન અને તત્વજ્ઞાન સબંધી વિવેચન છે

**પત્રવ્યવહાર**—મુબાઈ-ચપાગલી વ્યવસ્થાપક શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રમારકમંડળ જોગ કરવો

પુસ્તકોની છપાઇ, બંધાઇ કાગળ વિગેરે સુંદર છતાં તેની કીંમત ઘણીજ ઓછી રાખવામાં આવી છે કોઈપણ ગ્રન્થ પ્રકાશક મંડળ કરતાં ઓછામાં ઓછી કીંમત રાખવાની પહેલ આ મંડળેજ કરી છે

પ્રભાવના, વિદ્યાર્થીઓને ઇનામ અને ભેટ આપનાર માટે વધુ નકલો મંગાવનારને ઓછી કીંમતે આપવામાં આવે છે

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રંથમાળામાં પ્રગટ થયેલા ગ્રંથો.

| ગ્રન્થાંક. | | પૃષ્ઠ | રૂ આ. પા. |
|---|---|---|---|
| ૦ | ભજન સંગ્રહ ભાગ ૧ લો | ૨૦૮ | ૦—૮—૦ |
| ૧ | અધ્યાત્મ વ્યાખ્યાનમાળા | ૨૦૬ | ૦—૪—૦ |
| ૨ | ભજનસંગ્રહ ભાગ ૨ જો | ૩૩૬ | ૦—૮—૦ |
| ૩ | ભજનસંગ્રહ ભાગ ૩ જો | ૨૧૫ | ૦—૮—૦ |
| ૪ | સમાધિ સતકમ્ | ૩૪૦ | ૦—૮—૦ |
| ૫ | અનુભવ પચ્ચિશી | ૨૪૮ | ૦—૮—૦ |
| ૬ | આત્મપ્રદીપ | ૩૧૫ | ૦—૮—૦ |
| ૭ | ભજનસંગ્રહ ભાગ ૪ થો. | ૩૦૪ | ૦—૮—૦ |
| ૮ | પરમાત્મદર્શન | ૪૩૨ | ૦—૧૨—૦ |
| ૯ | પરમાત્મજ્યોતિ. | | |

| | | | |
|---|---|---|---|
| ૧૦ | તત્ત્વબિંદુ | ૨૩૦ | ૦—૪—૦ |
| ૧૧ | ગુણાનુરાગ (આવૃત્તિ બીજી) | ૨૪ | ૦—૧—૦ |
| ૧૨-૧૩ | ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદિપીકા | ૧૯૦ | ૦—૬—૦ |
| ૧૪ | તીર્થયાત્રાનું વિમાન ( આવૃત્તિ બીજી ) | ૬૪ | ૦—૧—૦ |
| ૧૫ | અધ્યાત્મ ભજનસંગ્રહ | ૧૫૦ | ૦—૬—૦ |
| ૧૬ | ગુરૂબોધ | ૧૭૨ | ૦—૪—૦ |
| ૧૭ | તત્ત્વજ્ઞાનદિપીકા | ૧૨૪ | ૦—૬—૦ |
| ૧૮ | ગહુંલીસંગ્રહ | ૧૧૨ | ૦—૩—૦ |
| ૧૯ | શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧ લો (આવૃત્તિ ત્રીજી) | ૪૦ | ૦—૧—૦ |
| ૨૦ | ,, ભાગ ૨ જો (આવૃત્તિ ત્રીજી) | ૪૦ | ૦—૧—૦ |
| ૨૧ | ભજન પદસંગ્રહ ભાગ ૬ ઠો | ૨૦૮ | ૦—૧૨—૦ |
| ૨૨ | વચનામૃત | ૩૮૮ | ૦—૧૪—૦ |
| ૨૩ | યોગદીપક | ૨૬૮ | ૦—૧૪—૦ |
| ૨૪ | જૈન ઐતિહાસિક રાસમાળા | ૪૦૮ | ૧—૦—૦ |
| ૨૫. | આનન્દઘન પદસંગ્રહ ભાવાર્થ સહિત | ૮૦૮ | ૨—૦—૦ |
| ૨૬ | અધ્યાત્મ શાન્તિ ( આવૃત્તિ બીજી ) | ૧૩૨ | ૦—૩—૦ |
| ૨૭ | કાવ્યસંગ્રહ ભાગ ૭ મો | ૧૫૬ | ૦—૮—૦ |
| ૨૮ | જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ | ૮૬ | ૦—૨—૦ |
| २९. | कुमारपाल चरित्र ( हिंदी ) | | ०—६—० |
| ३०. | आत्मशिक्षा. | ६४ | ०—२—० |

ગ્રન્થો નીચલા સ્થળોથી વેચાણ મળશે.

૧ અમદાવાદ—જૈન બોર્ડીંગ—ઠે નાગોરીશરાહ
૨ મુંબઇ—મેસર્સ મેઘજી હીરજીની કું ઠે પાયધુની
૩ ,, શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ ઠે ચંપાગલી
૪ પુના—શા વીરચંદ કૃષ્ણાજી—ઠે વેતાલપેઠ
૫ સુરત—શી જી. એમ ગેકડીવાલા ઠે [illegible]નાપીઠ

श्री जिनाय नमः

# अथ परमानंद पच्चीशी प्रारभ्यते.

परमानदसयुक्तं, निर्विकार निरामयम् ।
ध्यानहीना न पश्यन्ति, निजदेहे व्यवस्थितम् ॥

ध्यान न જાણનારા પુરૂષો પરમ આનદ યુક્ત, ઇંદ્રિયોના વિકાર વિનાના, મન તથા શરીરના રોગ રહિત અને વળી પોતાના શરીરને વિષે રહેલા પરમાત્માને દેખી શકતા નથી ૧

अनंतसुख सपन्नं, ज्ञानामृतपयोधरम् ।
अनंतवीर्यसंपन्न, दर्शनं परमात्मन ॥ २ ॥

પરમાત્માનુ દર્શન અનત સુખનાળુ, જ્ઞાનરૂપ અમૃત (જલ) ને વૃદ્ધિ કરવામા મેઘ સમાન અને અનત વીર્ય વાળુ છે ૨

निर्विकारं निराहार, सर्वसगविवर्जितम् ।
परमानंदसंपन्न, शुद्धचैतन्यलक्षणम् ॥ ३ ॥

ઇંદ્રિયોના વિકાર રહિત, આહાર રહિત, સર્વ સગ રહિત, ઉત્કૃષ્ટ આનદ યુક્ત અને શુદ્ધ ચૈતન્યના લક્ષણ યુક્ત પરમાત્માનુ દર્શન છે ૩

उत्तमा आत्मचिंता स्यात्, मोहचिंता च मध्यमा ।
अधमा कामचिंता स्यात्, ...

આત્માનો વિચાર તે ઉત્તમ, મોહ (જુદી જુદી વસ્તુઓ ઉપર રાગ કરવાનો) વિચાર તે મધ્યમ, અનેક વસ્તુઓ મેળવવાની ઇચ્છા કરવાની ચિંતા તે અધમ અને આત્મા સિવાય અન્ય વસ્તુની ચિંતા તે અધમાધમ જાણવી ૪

निर्विकल्प समुत्पन्नं, ज्ञानमेव सुधारसम् ।
विवेकमञ्जलिं कृत्वा, तद् पिबन्ति तपस्विन ॥५॥

જગતમાં જ્ઞાનરૂપ અમૃતરસ વિકલ્પ રહિત ઉત્પન્ન થયુ છે તેને તપસ્વી પુરૂષો વિવેકરૂપ અંજલી કરીને પાન કરે છે ૫

सदानंदमयं जीव, यो जानाति स पंडित ।
संसेवते निजात्मान, परमानदकारणम् ॥ ६ ॥

જે નિરંતર આનંદમય પોતાના આત્માને જાણે છે તેજ જ્ઞાની છે અને તે જ્ઞાની ઉત્કૃષ્ટ આનંદના કારણ એવા પોતાના આત્માની સારી રીતે સેવા કરે છે ૬

नलिन्यां च यथा नीर, भिन्न तिष्ठति सर्वदा ।
अयमात्मा स्वभावेन, देहे तिष्ठति निर्मल ॥७॥

જેમ કમલમાં જલ હમેશા જુદુ જ રહે છે તેમ નિર્મલ એવો આત્મા સ્વભાવે કરીને દેહમાં રહ્યા છતા જુદો છે ૭

द्रव्यकर्मविनिर्मुक्त, भावकर्मविवर्जितम् ।
नो कर्मरहित विद्धि, निश्चयेन चिदात्मकम् ॥८॥

આઠ કર્મરૂપ દ્રવ્ય કર્મથી જુદો, રાગ દ્વેષરૂપ ભાવકર્મથી જુદો અને શરીરરૂપનોકર્મથી જુદો ચૈતન્ય રૂપ આત્માને નિશ્ચયથી જાણવો ૮

आनंद ब्रह्मणोरूप, निजदेहे व्यवस्थितम् ।
ध्यानहीना न पश्यंति, जात्यधा इव भास्करम्॥९॥

જેમ જન્મથી આનળા માણસો સૂર્યને જોઇ શકતા નથી તેમ ધ્યાન રહિત માણસો પોતાનાજ શરીરની અંદર રહેલા આનંદમય બ્રહ્મરૂપને જોઇ શકતા નથી ૯

तद् ध्यान क्रियते भव्य, मनो येन विलीयते ।
तत्क्षण पश्यति शुद्धं, चिच्चमत्कारलक्षणम् ॥१०॥

તેજ પ્રકારે ધ્યાન કરવુ જોઇએ કે જેથી મન લય પામી જાય અને તુરતજ જ્ઞાને કરી ચમ કારી લક્ષણવાળા શુદ્ધ પરમાત્માનાં દર્શન થાય ૧૦

ये धर्मलीना मुनय प्रधाना ,
ते दु खहीना नियत भवति ।
समाप्य शीघ्र परमात्मतत्वं,
व्रजति मोक्षं क्षणमेकमध्ये ॥ ११ ॥

જે ઉત્તમ મુનિઓ ધર્મમાં લીન છે તેઓ નિશ્ચે દુ ખથી મુકાઇ જાય છે અને તુરત પરમાત્માના તત્વને પામીને એક ક્ષણમા મોક્ષને પામે છે ૧૧

आनदरूप परमात्मतत्वं,
समस्तसकल्पविकल्पमुक्तम् ।
स्वभावलीना निवसन्ति नित्य,
जानति योगिस्वयमेवतत्वम् ॥ १२ ॥

પોતાના જ્ઞાનાનંદ સ્વભાવમાં લીન થયેલા પુરૂષો સર્વ પ્રકારના સંકલ્પ વિકલ્પથી મુક્ત થયેલા અને આનંદરૂપ પરમાત્માના તત્વને વિષેજ નિત્ય નિવાસ કરે છે અને તે તત્વને યોગી પુરૂષોજ જાણે છે ૧૨

सदानदमयं शुद्ध निराकार निरामयम् ।
अनतसुखसंपन्नं सर्वसगविवर्जितम् ॥ १३ ॥

તે પરમાત્માનુ તત્વ નિરંતર આનંદમય, શુદ્ધ, આકૃતિ રહિત, કર્મરૂપ રોગ રહિત, અનંત સુખ સહિત અને સર્વસંગ વર્જિત છે ૧૩

लोकमात्र प्रमाणेऽह, निश्चयेन न सशय ।
व्यवहारे देहमात्र, कथित परमेश्वर ॥ १४ ॥

પરમેશ્વર નિશ્ચય નયે કરીને લોક માત્ર પ્રમાણ (સર્વ વ્યાપી) છે અને વ્યવહાર નયે કરીને શરીર માત્ર પ્રમાણ છે એ સંશય રહિત છે ૧૪

यत्क्षणं पश्यति शुद्ध, तत्क्षणं गतविभ्रमम् ।
सुस्थ चित्तस्थिरीभूतं, निर्विकल्पं समाधिना ॥१५॥

જે ક્ષણે શુદ્ધ આત્માને જુએ છે તેજ ક્ષણે વિભ્રમ રહિત, શાંત, સ્થિર ચિત્તવાળો અને સમાધિથી વિકલ્પ રહિત થાય છે ૧૫

स एव परम ब्रह्म, स एव निजपुंगवः ।
स एव परम चित्तं, स एव परमो गुरु ॥१६॥

એ પ્રમાણે જે આત્મા તેજ પરમ બ્રહ્મરૂપ, તેજ પોતાનામાં ઉત્તમ, તેજ ઉત્કૃષ્ટ ચૈતન્ય રૂપ અને તેજ ઉત્તમ ગુરૂ રૂપ છે ૧૬

स एव परम ज्योति स एव परम तप ।
स एव परम ध्यानं, स एव परमात्मक ॥१७॥

તેજ પરમ તેજ રૂપ, તેજ ઉત્કૃષ્ટ તપરૂપ, તેજ ધ્યાનરૂપ અને તેજ પરમાત્મા રૂપ છે ૧૭

स एव सर्व कल्याणं, स एव सुखभाजनम् ।
स एव शुद्धचिद्रुप, स एव परम शिव ॥१८॥

તેજ સર્વનુ કલ્યાણ, તેજ સુખનુ પાત્ર, તેજ શુદ્ધ ચૈતન્ય રૂપ અને તેજ ઉત્તમ કલ્યાણકારી છે ૧૮

स एव परमानंद, स एव सुखदायक ।
स एव परचेतन्य, स एव गुणसागर ॥१९।

તેજ પરમઆનંદ રૂપ, તેજ સુખ આપનાર, તેજ ઉત્કૃષ્ટ ચૈતન્ય રૂપ અને તેજ ગુણ સમુદ્ર છે ૧૯

परमाह्लादसपन्नं, रागद्वेपविवर्जितम् ।
स अहं देहमध्येषु, यो जानाति स पडित ॥२०॥

ઉત્કૃષ્ટ પ્રમોદે કરીને મહિત અને રાગદ્વેષ રહિત એવો તે હુ સર્વ શરીરને વિષેરહ્યો છુ તેને જે જાણે છે તેજ જ્ઞાની છે ૨૦

आकाररहितं शुद्ध स्वस्वरूपे व्यवस्थितम् ।
सिद्धावष्टगुणोपेत, निर्विकार निरामयम् ॥२१॥

આકૃતિ રહિત, શુદ્ધ પોત પોતાના સ્વરૂપમા રહેલા, સિદ્ધિના આઠ ગુણ યુક્ત, ઇંદ્રિયોના વિકાર રહિત અને રોગ રહિત ૨૧

तत्सदृस निजात्मान, परमानदकारणम् ।
ससेवते निजात्मान यो जानाति स पडित ॥२२॥

તે પૂર્વે કહેલા સમાન અને પરમ આનંદના કારણરૂપ પોતાના આત્માને જે સારી રીતે જાણે છે અને સેવે છે તે પંડિત છે ૨૨

पापाणेपु यथा हेम, दुग्धमध्ये तथा घृतम् ।
तिलमध्ये यथा तेलं, देह मध्ये तथा शिव ॥२३॥

જેમ પથ્થરમાં સોનુ, દુધમાં ઘી અને તલમા તેલ રહે છે તેમ શરીરની અંદર આત્મા રહેલો છે ૨૩

काष्टमध्ये यथावन्हि शक्तिरूपेण तिष्टति।
अयमात्मस्वभावेन, देहे तिष्टति निर्मल· ॥२४॥

જેમ સ્વાભાવિક લાકડાની અંદર શક્તિરૂપે અગ્નિ રહે છે તેમ શરીરની અંદર પોતાના સ્વભાવે કરીને નિર્મળ એવો આત્મા રહે છે ૨૪

अव्रतानि परित्यज्य, व्रतेषु परिनिष्टित ।
त्यजेत्तानपि सप्राप्य, परमपदमात्मन ॥ २५॥

અવ્રતોને ત્યજી દઇ વ્રતને વિષે રહેલો પુરૂષ આત્માના પરમપદને પામીને તે વ્રતોને પણ ત્યજી દે છે ૨૫

इति परमानद पचीशी सपूर्णा.

---

## ચોવીશ જિનેશ્વરના છંદ

### દુહા

આર્યા બ્રહ્મસુતા ગીરવાણી, સુમતી વિમલ આપો બ્રહ્માણી,
કમલ કમડલ પુસ્તક પાણી, હુ પ્રણમુ જોડી જુગ પાણી ૧
ચોવીસે જીનવર તણા, છદ રચૂ ચોસાલ,
ભણતા શિવસુખ સપજે, સુણતા મગલ માલ ૨

# छंद जाति सैवेया

આદિ જીણંદ નમે નરઈંદ સપુનમચંદ સમાન સુખ,
સમા મૃત કંદ ટાલે ભવફંદ મરૂદેવીનંદ કરત સુખ,
લગે જમ પાય સુરિંદ નિકાય ભવા ગુણ ગાય ભવિકજન,
કંચન કાય નહિ જસ માય નમે સુખ થાય શ્રી આદિજિન ૧
અજિતજિણંદ દયાલ મયાલ વિસાલ નયન કપાલ જુગ,
અનોપમ ગાલ મહામૃગ ચાલ સુભાલ સુજાનગ બાહુ જુગ,
મનુષ્ય મેલીહ મુનિસરસીંહ અબીહ નરીહ ગયે મુગતી,
કહે નય ચિત્ત ધરી બહુ ભક્તિ નમે જીનનાથ ભલી જુગતી ૨
કહે સંભવનાથ અનાથકો નાથ મુગતિકો સાથ મિટયો પ્રભુ મેરો,
ભવોદધિપાજ ગરિબનિવાજ સમે શિરતાજ નિવારત ફેરો,
જિતારીકા જાત સુસેના માત નમે નર જાત મિલી બહુ ઘેરો,
કહે નય સુધ ધરિ બહુ બુદ્ધ જિનાનન નાયકુ સેવક તેરો ૩
અભિનંદન સ્વામ લિયે જસ નામ સરે સવિ કામ ભવિક તણો,
વનિતા જમ ગામ નિવાસમેં ઠામ કરે ગુણ ગ્રામ નરિંદ ઘણો,
મુનીશ્વર રૂપ અનોપમ ભૂપ અકલ સ્વરૂપ જીનંદ તણો,
કહે નય એમ ધરી બહુ પ્રેમ નમે નરપાનત સુખ ઘણો ૪
મેઘ નરિંદ મલાર વિરાજીત સોવનવાન સમાન તનુ,
ચંદ સુચંદ વદન સુહાવન રૂપવિરાજિત ધીમતનુ,
કર્મકી કોડ સબે દુખ છોડ નમે કરજોડ કરિ ભગતિ,
શ્રી ઈક્ષ્વાગ વિભુષણ સાહિબ સુમતિજીનંદ ગયે મુગતી ૫

હમપાદ તુલ્ય રગ રતિ અર્ધ રાગરગ અઢીસે ધનુષ અગ
દેહડો પ્રમાણ હે,
ઉગનો દિણદ રગ લાલકેસુ ફુલ રગ રૂપ હે અનગ ભગ
અગકેરો વાન હે, ગગડો તરગ રગ દેવનાથહિ અભગ જ્ઞા-
નડો વિસાલ રગ સુધ જાડો ધ્યાન હે, નિવારીએ ક્લેશ સગ
પદ્મપ્રભુસ્વામિ ધીગ દિજિએ સુમતિ સગ પદ્મકેરો જાણ હે ૬
જીણદ સુપાસ તણા ગુણ રાસ ગાવે ભવિ ભાસ આણદ ઘણો,
ગમે ભવિપાસ મહિમા નિવાસ પૂરે સવિ આસ કુમતિ હણો,
ચોહુ દિસે વાસ સુગધ સુવાસ ઉસાસ ની સાસ જીનેદ્ર તણો,
કહે નય ખાસ મુનિદ્ર સુપાસ તણો જસવાસ સદેવ ભણો ૭
ચદ્ર ચદ્રીકા સમાન રૂપ સેલસે મર્માન દોઢસો ધનુષમાન દે
હડો પ્રમાણ હે, ચદ્રપ્રભુ સ્વામી નામ લીજીયે પ્રભાત જમ
પામીયે સુખ ઠામ ઠામ ગામજ સમાન હે, મહાસેનઅગજાત
લક્ષ્મણાભિવાન માત જગમા સુવાસવાત ચિહુ દિસે થાત હે,
કહે નય છોડી તાત ધ્યાઇયે જો દિનરાત પામીયે તો સુખ સાત
દુ ખડો મીજાન હે ૮ ઢોલો દુધફેન પીંડ ઉજલો કપુરખડ
અસત સરસ કુડ સુધ જાડો તુડ હે, સુધાવી જીનદ સત
કીજીયે કર્મ અત શુભ ભક્તિ જસદત સ્વેત જાડો વાણ હે,
કહે નય સુણો સત પૂજીયે જો પુષ્પદત પામીયે તો સુખસત
સુહ જાડો ધ્યાન હે ૯ સીતલ સીતલ વાણી ઘનાઘન ચાહેત
હે ભવિકોકકિ લોગ, કાક જીણદ પ્રભાસ નરીદ વલી જીમ ચા

હત ચ દ ચકોરા, વિધ ગય દ સુચિ સુરિ દ સતિ નિજકત સુ
મેઘ મયુરા, કહે નય નેહ ધરી ગુણ ગેહ તથા હુ ધાવત સાહેબ
મેરા ૧૦ વિષ્ણુ ભુપકો મલ્હાર જગ જતુ સુખકાર વશકો
સ ગારહાર રૂપકે અ ગાર હે, છોડી સવિ ચિત્તક્યાર માન મોહકો
વિકાર કામ ક્રોધકો સચાર સર્વ વેરી વાર હે, આદર્યો સ જમ
ભાર પચ મહાવ્રત સાગ ઉતારે સ સારપાર જ્ઞાનકો ભ ડાર હે,
ઇગ્યારમો જીણ દ સાર ખડગીજીન ચિત્તનાર કહે નય વારોવાર
મોક્ષકે દાતાર હે ૧૧ લાલ કેસુ ફુલ લાલ રતિ અર્ધ ર ગ
લાલ ઉગતો દિણ દ લાલ લાલગોલ ર ગ હે, કેસરીકી જીહ
લાલ કેસરકો ઘોલ લાલ ચુનડીકો ર ગ લાલ લાલ પાન ર ગ
હે, લાલ કીરચચૂ લાલ હીંગનો પ્રવાલ લાલ કોકિલાકી દ્રષ્ટી
લાલ લાલ ધમ ર ગ હે, કહે નય તેમ લાલ બારમો જીણ દ
લાલ જયાદેવિ માત લાલ લાલ જાકે અ ગ હે ૧૨ કતવર્મ નિ
ર દ તણો એહ ન દ નમત સુરે દ પ્રમોદ ધરી, ગમે દુ ખ દ દ
દીયે સુખવૃ દ જાકો પદ સોહત ચિત્ત ધરી, વિમલ જીન દ
પ્રસન્ન વદન જાકે સુભ મન્ન સુગ ગ પરિ, ણમે એક મન કહે
નન ધન્ય નમો જીનરાજ દિણ દ સુપ્રીત ધરી ૧૩ અનત
જીણ દ દેવ દેવમા દેવાદિ દેવ પૂજો ભવી નીતમેવ ધરી બહુ
ભાવના, સુરનર સારે સેવ સુખકીઓ સ્વામી હેવ તુજ પીખે
ઓર દેવ ન કરૂ હુ સેવના, સીહસેન અ ગ જાત સુજસલિ
ધાન માત જગમા સુજસ ક્યાત ચીહુ દિશે વ્યાપતો, કહે નય

તાસ વાત કીજીએ જે સુપ્રમાન નિજ હોઈ સુખ સાત કીર્તિ કોડ આપતો ૧૪ જોકે પ્રતાપ પગજીત નિરખલ ભુતલ થઇ ભમે ભાનુ આકાસે, સૌમ્ય વદન નિનિર્જિત અતર સ્યામ વામીવિન હોત પ્રકાસે, ભાનુ અહિપતિ વસે કુમય બોધ ન દીપત શાનુપ્રકાસે, નમે નય નેહ નિતુસાહિબએહ ધર્મ જીણંદ ત્રિજગ પ્રકાસે ૧૫ સોવમા જીણંદ નામે સાતિ હોય ઠામો ઠામે ગિદ્ધિ હોઈ સર્વ કામે નામ કે પ્રભાનવે, કચન સમાન વાન ચાલીસ ધનુષ માન ચક્ર પ્રતિઠા બિનાન દીપતો તેસૂરયો, ચોદ રયણ સમાન દીપના નનય નિધાન કરત સુરેંદ્ર ગાન પુણ્ય કે પ્રભાવથી, કહે નય જોડી હાથ અબહુ થયો સનાથ પાઇઓ સૂમતી સાથ સાતિનાથકે દિદાગ્થે ૧૬ કહે કુંથુ જિણંદ દયાલ મયાલ નિધિ સેવકની અરદાસ સુણો, ભવ ભીમ મહાર્ણવ પૂર અગાહ અથાહ ઉપાધિ સુનીર ઘણો, બહુ જન્મ જગ મરણાદિ વિભાવ નિમિસ ધણાદિ કલેસ ધણો, અબતાર કનાગ કિપા પરસાહિબ સેવક જાણીએ છે અપણો ૧૭ અર-દેવ સુદેવ કર નર સેવ સવિ દુખ દોહગ દુર કરે, ઉપદેસ ધનાધનનીરભરે ભવિ માન સમાનમ ભૂરીતરે, સુદર્શન નામ નરેસર અગજ ભવ્યમને પ્રભૂ જાસ વસે, તસ સકલ સોગ વિયોગ યોગ દરિદ્ર કુસગતિ ન આવત પાસે ૧૮ નીલ કીર વગ્વી નીલ નાગવલિપન નીલ તરૂવર રાજી નીલ નીલ નીલ-દ્રાખ હે, કાચકો સુગોલ નીલ ઇંદ્રનીલ રત્નનીલ પત્રનીલ

ચાસ હે, જમુના પ્રવાહનીલ ભ્રગરાજ પખી નીલ જેહવો
અસોક રૂખ નીલ નીલ રગ હે, કહે નય તેમ નીલ રાગથે
અતિવ નીલ મલ્લીનાથ દેવનીલ જોકો અગ નીવહે ૧૯ સુ
મિત્ર નરીંદ તણો વરનદ સુચદ્ર વદન સોહાવત હે, મદર
ધીર સવેન રહીર સુસામ સરીર બિરાજીત હે, કજ્જલવાંન
સુક છપયાન કરે ગુણગાન નરિદ ઘણો, મુનિ સુવ્રત સ્વામી
તણો અભિધાન લહે નય માન આનદ ઘણો ૨૦ અરીહત
સરૂપ અનોપમરૂપ કે સેવક દુખને દુર કરે, નિજ વાણી સુધા
રસ મેઘ જલે ભવીમાન સમાન સભૂરીરે, નમી નાથકો દર્શન
સાર લહી કુણ વિષ્ણુ મહેસ ધરે જો પરે, અબ માનવ સુઠ
લહિ કુણ સક્કર છોડકે કકર હાથ ધરે ૨૧ જાદવ વશ વિભુ-
ષણ સાહિબ નેમિ જીણદ મહાન દકારી, સમુદ્ર વિજય નરિદ
તણો સુતઉજ્જલ સખ સુલક્ષણ ધારી, રાજુલ નાર મુકી નિર
ધાર ગયે ગિરનાર કલેસ નિવારી, કજલ કાય સિવા દેવી માય
નમે નય પાય મહાવ્રતધારી ૨૨ પ્રાર્થનાથ અનાથકો નાથ
સનાથ ભયો પ્રભુ દેખત થે,સવિ રોગ વિજોગ કુજોગ મહા દુખ
દુર ગએ પ્રભુ ધાવતથે, અશ્વસેન નરેસ સપુતવિરાજીત ધના-
ધનવાન સમાનતનુ, નય સેવક વછીત પૂરણ સાહિબ અભિ-
નવકામ કરિ રમતુ ૨૩ કુકમઠ કુલઠ ઉવઠહઠી હઠ ભજન
જાસ પ્રતાપ વિરાજે, ચદન વાણી સુત્રામા નદન પુરૂષાદાણી
બિરૂદ જસ છાજે,જસ નામ કે ધ્યાન થકો સવિ દોહગ દારિદ્ર

દુખ મહા સવિ ભાજે, નય સેવક વછિત પૂરણ સાહિબ અષ્ટ મહા સિદ્ધિ નિત્ય નીવાજે ૨૪ સિવારથ ભુપ તણા પ્રતિરૂપ નમે નર ભૂપ આનંદ ધરી, અચિંત્ય સરૂપ અનોપમ રૂપ કે લછન સોહત જાસ હરી, તિસયા નદન સમદ્ર મ કદન લઘુ પણે કપિત મેરૂ ગિરિ, નમે નય ચદ વદન વિરાજીત વીર જીણંદ સુપ્રીત ધરી ૨૫ ચોવીસ જીનંદ તના ઈહ છંદ ભણે ભવિ ચંદ જે ભાવ ધરી, તસ રોગ વિયોગકુ જોગ ભોગ સવિ દુઃખ દોહગ દુર ટરે, તસ અગણુ બાર ન લાભે પાર સુમતિ તોખાર હેખાર કરે કહે નય સાર સુમ ગલ ચાર થતે તસ સપદ ભૂરીભરે ૨૬ સંવેગી સાધુ વિભૂષન વસ વિરાજીત શ્રી નય વિમલ જનાન દકારી,તસ સેવક સજમધાર સુધારકે ધીર વિમલ ગણી જયકારી,તાસદા ભુજ ભ ગસમાન શ્રીનયવિમલ મહાવ્રત ધારી કહે એ છંદ સુણો ભવિ વૃંદ કે ભાવ ધરીને ભણો નરનારી

---

## ॥ अथ श्री ज्ञानपञ्चमीनी ढालो लीख्यते ॥

॥ ढाल ॥

જાવમ જોગીડારે, એ દેશી,

શ્રીવાસુપુજ જીનેસર વયણથીરે, રૂપ કુભ કચન કુભ મુનિરાય, રોહિણી મ દીર સુ દીર આવીયારે, નમીભવપુછે દપત્તિ સોય ૧ ચઉનાણિ વયણેરે દપતિ મોહીયારે, એ આંકણિ, ગજા રાણિ નીજ સુત આદનોરે, તપ ફલનીજ ભવ ધારી સર્વ

વિનય કરી પુછે માહારાજનેરે, ચાર સૂતાના ભવ પરબધ ચ૦ ૨
રૂપવતિ શીયળવતિને ગુણવતિરે, સરખતી જ્ઞાનકલા ભ ડાર,
જન્મથી રોગ સોગ દિઠા નથીરે, કુણ પુન્યે લીધો એહ અવતાર ૩

---

॥ ઢાલ ૧ લી ॥

વાલાજી વાઇઠે વાંશલીરે એ દેશી
ગુરૂ કહે વઈતાઢય ગીરીવરૂરે, પુત્રી વિદ્યાધરી ચાર,
નિજ આયુ જ્ઞાનીને પુછીયોરે, કરવા સફલ અવતાર ૧
અવધારો અમ વીનતિરે, એ આકણી
ગુરૂ કહે જ્ઞાન ઉપયોગથીરે, એક દિવસનુ આયુ,
એહવા વચન શ્રવણે સૂણયારે, મનમા વીમાસણ થાએ અ૦ ૨
થોડામા કારજ ધર્મનારે, કીમ કરીએ મુનિરાજ,
ગુરૂ કહે જોગ અસખ્ય છેરે, જ્ઞાનપચમી તુમકાજ અ૦ ૩
ખીણ આરાધ્યે સવી અઘ ટલેરે, સૂત્ર પરિણામે સાધ્ય,
કલ્યાણક નવ જીન તણરિ, પચમી દિવસે આરાવ અ૦ ૪

---

॥ ઢાલ ૨ જી ॥

જાઇને કેજો એ દેશી
ચઈતર વદી પચમી દીને, સૂણો પ્રાણિરે,
ચવીયા ચદ્ર પ્રભુ સ્વામી, લહે સૂખ ઠામ, સૂણ પ્રાણિજીરે ૧
એ આકણિ

અજીત સભવ અનતજી, સૂ૦ પચમી સુદી શિવ ધામ,
સૂભ પરીણામ સૂ૦ ૧
વઈશાક શુદિ પચમીદીને, સૂ૦ સજમ લિઉ કૂંથુનાથ
બહુ નર સાથ, સૂ૦ જેઠ શુદિ પચમી વાસરે સૂ૦
સૂગતિ પામ્યા ધર્મનાથ, શીવપૂરિ સાથ સૂ૦ ૨
શ્રાવણ શુદિ પચમી દીને, સૂ૦ જનમ્યા નેમ સૂરગ,
અતિ ઉછરગ સૂ૦ માગશર વદ પચમી દીને સૂ૦
સુવિધિ જન્મ શુભ સગ, પુન્ય અભગ સૂ૦ ૩
કાર્તિક વદ પચમી તિથી, સૂ૦ સભવ કેવલ જ્ઞાન,
કરો બહુ માન, સૂ૦ દશ ક્ષેત્રે નેઉ જીના, સૂ૦
પચમી દિનના કલ્યાણ, સૂખના નીધાન સૂ૦ ૪

---

॥ ઢાલ ૨ જી. ॥

હારે મારે જોબનિયા, એ દેશી,
હારે મારે જ્ઞાની ગુરૂના, વચણ સુણિ હીતકારજો,
ચાર વીધા વરી પચમી વિધી શુ આદરેરે લોલ ૧
એ આકણી
હારે મારે શાસન દેવના પચમ જ્ઞાન મનોહારજો,
ટાળીરે આશાતના દેવ વદન સદારે લોલ ૨
હારેમરે તપ પૂરણથી, ઉજમણાનો ભાવ
એહવે વીધૂત યોગે, સુરપદવી વર્યારે લોલ--- ૩

હારેમારે ધર્મ મનોરથ આલશ તજતાં હોયજો,
ધન્ય તે આજત અવીલ બી કારજ કર્યાંરે લોવ,
હારેમારે દેવ થકિ તુમ કુખે લિયો અવતાર જો,
સાભળ રોહણિ જ્ઞાન આરાધન ફ્લ ઘણુંરિ લોલ
હારે મારે ચ્યારે ચતુરા વીનય વીવેક વીચારજો,
ગુણ કહેતાં ઓવખાઇ તુમ પુત્રી તણુંરે લોલ

---

॥ ઢાલ ૪ થી. ॥

આસણનારે જોગી, એ દેશિ
જ્ઞાનીરે વચણુથી ચ્યારે બેહનિ, જાતિસમરણુ પામ્યારે,
જ્ઞાની ગુણવતા, ત્રીજા ભવમાં ધારણુ કીધી,
મિથ્યા મનના કામોરે, જ્ઞાની ગુણવતા ૧

એ આકણી

શ્રી જીનમદિર પચ મનોહાર, પચવરણ જીન પડીઆરે જ્ઞા૦
જીનવર આગમનેં અનુસારે, કરીએ ઉજમણા મહીમારે જ્ઞા૦ ૨
પચમી આરાધન તિથી પચમી, કેવલનાણુ તે થાએરે, જ્ઞા૦
શ્રી વીજયલક્ષ્મીસૂરીઅનુભવનાણેં, સઘ શયલસૂખદાયારે જ્ઞા૦ ૩
ઇતી પચમી તપ સ્તવન ઢાલો સપૂર્ણ

---

## આત્મ શિક્ષાનો વધારો

પૂજ્ય ગુરૂશ્રીજી મહારાજ સૌભાગ્યશ્રીજી તથા રતનશ્રીજીની આત્મશિક્ષાનો ગ્રંથ પુરો થયા બાદ **પરમાનન્દપચ્ચીશી, ચોવિશ જીવ પ્રભુનાથ** વિગેરેનો એક ફરમો વધારવાની ઇચ્છા થઇ તેથી તે પુસ્તકાન્તે અમોએ એક ફરમો તેનો વધારેલો છે તે સર્વે વાચક વૃન્દને વાંચવા વિજ્ઞપ્તિ છે પુસ્તક પુરૂં થયા બાદ તે ફરમો વધારેલો હોવાથી અમો તે પ્રસ્તાવનામાં જાહેર કરી શક્યા નથી

**પ્રસિદ્ધ કર્તા.**